# કાપડ બનાવવાના હુન્નરની
## ચોપડી

ભાગ ૧ લો.

રીતો તથા સમજુતીસાથે.




રચનાર

**લલ્લુભાઈ મથુરાદાસ માસ્તર.**





**મુંબઈ.**

"ઇન્ડીયન પ્રિન્ટીંગ પ્રેસ" છાપખાનામાં છપાવી

ઈ૦ સન ૧૮૭૯ સંવત ૧૯૩૫.




કિંમત રૂ૦ ૨ એ.

# અર્પણ પત્ર.



**શેઠ. શોજપાલ હીરજીભાઈ.**

નરશી મીલના મેનેજર.

આપે ઉત્સાહથી તથા ચાલાકીથી મુંબઈના હીંદુઓમાં પેહેલવેહેલાજ કોટન મીલનાં બધાં કામમાં સંપૂર્ણ જ્ઞાન મેળવી હાલ હુશીયારીથી આખી મીલનું કામ ઉપાડી લીધું છે તથા દેશાભિમાનથી દેશીઓની દાદ જાણી તેમના હકમાં હંમેશાં વધારો કરવામાં તત્પર રહો છો તેને લીધે તથા તમારી સાદાઈ અને સર્વ પ્રતિ મિલનસાર સ્વભાવને લીધે તથા મને જે આપે આ હુન્નરમાં કાબેલિયત મેળવવામાં તન મનથી મદદ આપી છે તેના સંભારણા દાખલ આપના પ્રિય હુન્નરને લગતો આ લઘુ ગ્રંથ મ્હોટા માન સાથે અર્પણ કરૂંછું.

આપનો આજ્ઞાંકિત શેવક

**લલ્લુભાઈ મથુરાદાસ.**

**માસ્તર.**

# પ્રસ્તાવના.



યુરોપખંડમાં આજ સુધીમાં વિદ્યા હુન્નરને લગતી ઘણી બાબતોપર ઘણાંક ઉપયોગી પુસ્તકો લખાયાંછે, અને લખાય છે. પણ તેવાં પુસ્તકો આપણા દેશમા છપાયાં નથી તેથી તેવાં ઉપયોગી બાબતનાં પુસ્તકોની હાલ આપણા દેશમાં ઘણી અગત્ય જણાયાથી આ પુસ્તક મેં ઘણીજ મેહેનત લેઈ આપણા દેશના ફાયદાને અર્થે **"કાપડ બનાવવાના હુન્નરની"** આ ચોપડી બનાવી છે. અને હું આશા રાખુછું કે આપણા દેશના કાપડનાં કારખાનામાં જનારા કામદારોને તથા બીજા કેટલાક શિખનારને ઘણીજ ઉપયોગી થઈ પડશે. વળી હાલ આપણા દેશમાં રૂ.તથા કાપડસંબંધીનાં કારખાંનાંના વધારા થવાથી આ પુસ્તક વધારે અગત્યનું થઈ પડશે એવી આશા રાખુછું. વળી આ પુસ્તક લખવામાં મેં કોઈપણ ચોપડીમાંથી ઉતારો કર્યો નથી પણ મારા લાંબા વખતના અનુભવઉપરથી તૈયાર કર્યુંછે, જેની ખરી ખુબીઓ આ બાબતથી; જાણીતા સદગ્રહસ્થોના વાંચવાથી માલમ પડશે.

વળી આપણા દેશના ઘણાક માણસો એ કામ કરનાર અંગ્રેજી ભાષાથી અજાણ્યા હોવાને લીધે તેમજ આ બાબતથી જાણીતાઓ બીજાઓને શીખવવામાં ખરી બાબતો બતાવતા નથી તેથી તે બીચારાઓને આ બાબત શીખવી ઘણીજ અઘરી થઈ પડેછે. તેથી આ પુસ્તક નવા શિખનારને તેમજ એ કામ કરનારને વધારે ઉપયોગી થઈ પડશે એવી હું ઉમેદ રાખુછું.

હાલમાં નવા શિખનારને એ બાબતવિષે જે અંગ્રેજીમાં પુસ્તકો લખાયાંછે, તે પુસ્તકો ખરીદ કરતાં ઘણાં મોંઘાં પડેછે એટલુંજ નહીં પણ તેમાંથી જોઈએ તેટલી સમજુતી મળતી નથી. તેમ આ હુન્નર શીખતાં યુરોપીયન માસ્તરો ઘણા પૈશા લેછે અને જોઈએ તેવી સમજુતી આપતા નથી એટલુંજ નહીં પણ તે શીવાય તેમાં બીજી ઘણી અડચણો શિખનારને ખમવી પડેછે, તેવિષે મને અને બીજા કેટલાક શિખનાર મારા દેશી ભાઈઓના અનુભવી દાખલાપરથી માલમ પડ્યુંછે. માટે મેં આ પુસ્તક રચવામાં ઉપર જણાવેલી અડચણો દુર થાય અને સેહેલાઈથી વીગતવાર સમજી શકાય તેવી ગોઠવણકરીછેકે કસી બાબતનો સંદેહ રહેજ નહીં.

આ પુસ્તકમાં મેં ઘણા ખરા અંગ્રેજી શબ્દો વાપર્યાછે તેનું કારણ એ કે તેનાં ગુજરાતી નામો મીલમાં કામ કરનાર જાણે નહીં. તોપછી કરેલી તમામ મેહેનત નકામી જાય એમ સમજી ઘણાં નામ અંગ્રેજી ભાષામાં રાખ્યાંછે અને જ્યાં જરૂર જણાઈ ત્યાં કૌંસમાં ગુજરાતીમાં વપરાતાં નામ આપેલાંછે. વળી આ પુસ્તકમાં કાપડ બનાવવાને લગતી તમામ બાબતો(હીસાબ કોષ્ટક વીગેરે) ખુલ્લી રીતે આપેલીછે તથા તેને લગતાં ઘણાં ખરાં મળી આવેલાં યંત્રોનાં ચીત્ર મુકવામાં આવ્યાંછે. વળી આ પુસ્તકની મેહેનતસાથે સરખાવતાં એની જે કીંમત મેં રાખીછે. તે કંઈજ નથી. તેથી આશા છે કે આ પુસ્તકને દેશના વેહેપાર તથા હુન્નરને ઉત્તેજન આપનાર સદગ્રહસ્થો સારી રીતે આશ્રય આપશે. વળી આ હુન્નર શિખવામાં મને મુંબઈના પ્રખ્યાત આનરેબલ શેઠ શોરાબજી શાપુરજી બંગાલીએ ઘણીજ મદદ આપીછે, અને શિખતાં કેટલીક અડચણો પડી હતી તે, તેઓ નામદાર શાહેબે દુર કરી હતી તથા બીજી ઘણી મદદ એમના તરફથી મળીછે ને મળેછે. તે લક્ષમાં લેતાં એમનો આભાર એટલો બધો છે કે તેનુ બ્યાન કરવા શબ્દ તથા જગા નથી. વળી આ પુસ્તક રચવામાં મને હિંદુસ્થાન મીલના એજન્ટ મી० ગોવીંદજીભાઈ તથા તેમના ભાઈ દામોદરદાસે મસીનરીને લગતા કેટલાક કાગળો આપેલા તેથી તથા મી० અનમંતરામ પીટીએ કેટલીક મદદ આપીછે તેથી તેમનો મ્હોટો આભારી થયોછું. સાઈઝીંગ મશીનને વાસ્તે ઘણી તપાસ કર્યા છતાં તે મળ્યું નહીં તેથી હાલ દાખલ કર્યું નથી. વળી આ બાબત વિશે બીજો ભાગ મેં મારા અનુભવથી તૈયાર કરેલો છે, તેમાં તમામ ફેન્સી વર્ક એટલે નકશી કામ વિશેજ છે. તે બીજો ભાગ આ પેહેલા ભાગની ખપત ઉપરથી તેની અગત્ય જોઈ છપાવીશ. છેલ્લીવારે હું સર્વે સુજ્ઞ વાચનારાઓને વિનંતી કરૂછું કે આ પુસ્તક આ વિષયપર પેહેલુંજ લખાએલું છે, એટલુંજ નહીં પણ તેમાં જોઈતો વખત મને મળ્યો નથી તેથી તેમાં મારી ભુલ થઈ હોય તો મેહેરબાનીના રાહે જે સર્જન ગ્રહસ્થો મારા તરફ લખી મોકલશે તો તેઓ સાહેબનો મ્હોટો ઉપકાર માનીશ.

# અનુક્રમણીકા.

નીચે જુઓ.

પૃષ્ટ ૧૪ મે મોટે અક્ષરે વાઈંડીંગ છે તેને બદલે વાર્પીંગ સમજવું.



## વાઈંડીંગ વિષે.

કાપડ બનાવવાના કારખાનામાં પેહેલવેહલું વાઈંડીંગ મશીન જોઇએ માટે તે નિચે જુઓ.

એ વાઈંડીંગ મશીનની ઘણી જાતો હોયછે પણ તે બધાની મતલબતો એકજ હોયછે, તેનું કામ આસલ બાબીનપરથી વાર્પીંગને માટે બાબીન તૈયાર કરવામાં આવેછે. તેમાં નાંહનાં બાબીનને ઉભા સ્પીંડલ (તરાક) ઉપર મુકવામાં આવેછે. તેનો દોરો વાર્પીંગના બાબીનપર બધે સરખી રીતે વિટળાયછે, કારણ કે આસલ બાબીનને જે સ્પીંડલપર મુકવામાં આવેછે, તેની ગોઠવણ એવી કરેલી હોયછે કે તે દોરો બરોબર વખતે ઉપર નિચે આવ જાવ કરેછે. કારણ કે તેમાં ઘણું કરી બે મોશન હોયછે. એક તો મેંગલ વ્હીલ અથવા બર્ડકેજ અને બીજું હાર્ટમોશન; પણ હાર્ટમોશનથી ચાલનારાં વાઈંડીંગપર ઘણા સારા આકારની કોકડી તથા બાબીન તૈયાર થાયછે.

વળીએ મશીનમાં ટ્રાવર્સ રાખવામાં આવેછે, તેનીસાથે ગાઈડ અને બ્રશ જોડેલાં હોયછે, તેથી દોરા સાથે કીટી કે કસતર વળગેલું હોય તેને સાફ કરેછે.

### વાંઈડીંગ મસીન નીચે જુવો.



## વિવીંગની અંદર વાંઈડીંગ મશીન જેને કહેછે, તે કયા કયા ભાગો મળીને થયું છે. તેભાગોનાં નામ.

| નંબર | ભાગનુ નામ. | નંબર | ભાગનુ નામ. | નંબર | ભાગનુ નામ. |
|---|---|---|---|---|---|
| ૧ | સ્પીંડલ. | ૯ | બ્રાકેટસ. | ૧૭ | ફ્રેમ. |
| ૨ | ગાઇડ અથવા ટ્રાવર્સ. | ૧૦ | ફુટરેલ. | ૧૮ | સેટ રફૂ. |
| ૩ | ટીન રોલર. | ૧૧ | સ્પીંડલ બ્રાકેટસ. | ૧૯ | બોલ્ટસ અને નટસ. |
| ૪ | લીવર્સ અથવા ટ્રાવર્સ લીવર. | ૧૨ | ચેન રોડ. | ૨૦ | સ્ટેપ્સ અથવા બે-રીંગ. |
| ૫ | લેફ્ટચેન અથવા ટ્રાવર્સચેન. | ૧૩ | પીનીયન વ્હીલ. | | |
| ૬ | સ્લાઇડ અથવા ટ્રાવર્સસ્લા-ઈડ. | ૧૪ | ચેનપુલી. | ૨૧ | ફેધર ગાઇડ. |
| | | ૧૫ | સ્ટડ. | ૨૨ | ટ્રાવર્સ બ્રશ. |
| ૭ | વ્હીલ્સ. | ૧૬ | બાબીન. | ૨૩ | સ્પીંડલ વાશર. |
| ૮ | હાર્ટમોશન. | | | ૨૪ | બાબીન બાકસ. |

---

## વાઈડીંગ મશીનમાં આવેલા ભાગો કયા કયા ભાગોને ચલાવવાનું કામ કરેછે તે વિષે.

| ભાગોનું નામ. | કયા ભાગોને ચલાવેછે. (મોશન આપેછે.) |
|---|---|
| સ્પીંડલ... ... ... | બાબીનને પકડેછે અને ફેરવેછે. |
| ગાઈડ અથવા ટ્રાવર્સ. ... | સુતરને સીધી રીતે ઉપર નીચે બાબીનપર વીટાળેછે. |
| ટીન રોલર. ... ... | બધા સ્પીંડલોને ચલાવેછે. |
| લીવર્સ અથવા ટ્રાવર્સ લીવર... | ટ્રાવર્સને ગતિ આપેછે. |
| લેફ્ટચેન અથવા ટ્રાવર્સચેન... | ટ્રાવર્સને પકડેછે, |
| સ્લાઈડ અથવા ટ્રાવર્સસ્લાઈડ. | ટ્રાવર્સને ચલાવેછે. |
| હાર્ટમોશન. ... ... | એ ટ્રાવર્સ લીવરને ગતિ આપેછે. |
| બ્રાકેટસ.. ... ... | સાંચાના ભાગોને પકડી રાખેછે. |
| ફુટરેલ.... ... ... | જેનીઉપર સ્પીંડલો રહેછે. |
| સ્પીંડલ બ્રાકેટસ.... ... | બધા સ્પીન્ડલોને ઉભા પકડી રાખેછે. |

| ભાગોનું નામ. | કયા ભાગોને ચલાવેછે. ( મોશન આપેછે. ) |
|---|---|
| ચેનરોડ... ... .. | જેને ટ્રાવર્સચેન બાંધેલી હોયછે. |
| પીનીયન વ્હીલ. .. ... | રોલરને છેડે આવેછે, અને ટ્રાવર્સને ચલાવેછે કે જેથી રોલર અને ટ્રાવર્સ ઉલટ સુલટ ફરેછે. |
| ચેન પુલી. ... ... | ચેનરોડપર આવેછે અને ટ્રાવર્સચેનને પકડી રાખેછે. |
| રટડ. ક્રેમ. સેટ સ્ક્રૂ. બોલ્ટસ અને નટસ. ...... | સાંચાને જોડવાને કામ લાગેછે. |
| સ્ટેપ્સ અથવા બેરીંગ. ... | જેનીઅંદર સાફ્ટ ફરેછે. |

## વાંઈડીંગ મશીનના કેટલાક સ્વાલ જબાબ.

| નંબર | સ્વાલ. | જવાબ. |
|---|---|---|
| ૧ | વાંઇડીંગ મશીન શા અર્થમાં વપરાયછે?... ... | ૧ કોંપ અથવા આસલ બાબીનમાંથી સુતર કાઢવાની અને વાર્પીંગ મશીનને માટે બોબીન ઉપર સુતર વિટલાયછે તે રીતિ. |
| ૨ | વાંઇડીંગ ફ્રેમમાં બે ( મોશન ) ગતીઓ કઇછે? | ૨ ડ્રાઇવીંગ રોલર અને ટ્રાવર્સ. |
| ૩ | ટ્રાવર્સ શીરીતે ચાલેછે અને તેનું કામ શુંછે? | ૩ જુદા જુદા બનાવનારાઓ તેને જુદી જુદી રીતે ચલાવેછે, તેમાં કેટલા એક મેંગલ વ્હીલ અથવા બર્ડકેજ મોશનથી અને કેટલા એક હાર્ટ મોશનથી ચલાવેછે. પણ હાર્ટ મોશનથી વધારે સાસ આકારની કોકડી થાયછે.<br>,, ટ્રાવર્સ સુતરને બાબીનની ટોચ ઉપરથી નીચે લગણ લઇ જાયછે. અને તે વખતે ગાઇડ અને બ્રસ જોડેલા હોયછે. |

| નં૦ | સ્વાલ. | જવાબ. |
|---|---|---|
| ૪. | વાંઇડીંગ મશીનપરથી વાર્પીંગને માટે જે બોબીન તૈયાર કરવામાં આવેછે તેના પર કેટલા યાર્ડ સુતર વિટલાયું તે શી રીતે શોધી કાઢશો? | બોબીન પર સુતર વિટાળતાની પેહેલાં તે બોબીનનું વજન કાઢવું અને તે પછી ભરાય ત્યાં સુધી સુતરથી વિટળાવવા દેવું. અને પુરૂ ભરાયા પછી તેનું વજન ફરીથી કાઢવું એટલે તમને માલમ પડશે કે આટલુ સુતર વિટળાયું તો પછી રેપ-રીલની રીતથી કેટલા યાર્ડ હશે તે શોધી કાઢો.* |
| ૫. | વાંઇડીંગ મશીનના ભાગ કયા કયાછે? | ફ્રેમવર્ક, ડ્રાઇવીંગરોલર, સ્પીન્ડલ્સ સ્પીન્ડલ બ્રાકેટસ, ફુટરેલ, બ્યાકરેલ, ટ્રાવર્સ, રોલર વ્હીલ, પીનીયનવ્હીલ, ટ્રાવર્સવ્હીલ, હાર્ટમોશન, ટ્રાવર્સચેન, ટ્રાવર્સપુલ્લી સાથેસ્લાઇડસશાફ્ટ, ટ્રાવર્સબ્રશ, ગાઇડ, ટ્રાવર્સલીવર અને બોબીનરેલ, બાક્ષીસ, બ્રાકેટસ, સ્ટડસ, વિગેરે. |

* કોટન યાર્ન સ્યાપ રીલ ઘેરાવામાં ૫૪ ઇંચ અથવા ૧ ½ યાર્ડ છે, અને ૮૦ ફેરા અથવા ૧૨૦ યાર્ડ (વાર)નો એક સ્યાપ થાય અને સાત સ્યાપ અથવા ૮૪૦ યાર્ડ (વાર)નો એક હ્યાન્ક થાયછે અને એક પાઉન્ડ સુતરમાં ૭૦૦૦ ગ્રેન હોયછે. જ્યારે સાત સ્યાપ અથવા ૮૪૦ યાર્ડનું વજન ૭૦૦૦ ગ્રેન થાય ત્યારે તે યાર્ન એક પાઉન્ડમાં હેન્ક છે.

---

## વાર્પીંગવિષે.

કાપડ બનાવવાના કારખાનામાં જોઇશું તો ઉપર જણાવેલી વાઇંડીંગ મશીનની બાબત પછી આ મશીનની બાબત આવેછે તે હાથવી અથવા સાચાની મદદથી થઈ શકેછે.

આ બાબતમાં ગણીત જાણનાર સખ્મ હાથ સાંચાની અંદર મારાં પાટ્ગન બનાવવામાં ઘણો ઉપયોગી થઈ પડેછે, હાથ સાંચાની વાર્પીંગ જોઇએ તેવી ઊંચી ને ગોળ ફાળકાના આકારની બનાવેછે* અને તેનાપર બાબીનપરનુ સુતર વિટાળવામાં આવેછે; તેમાં એવી ગોઠવણ કરેલી હોયછે કે જેટલા યાર્ડ જોઇએ, તેટલા યાર્ડ બરોબર વિટાળી શકાય છે.

હાથના વાર્પીંગ કરતાં પાવરના વાર્પીંગમાં બહુ સેહેલ અને ઘણી ઝડપથી કામ ચાલેછે વળી એમાં જેટલા લાંબા કે ટુકા પનાનુ કાપડ કાઢવુ હોય, તે પ્રમાણે ફકત બીમ નહાનું કે મોટુ કાઢવાની ગોઠવણ ઘણીજ સેહેલી રીતે થઇ શકે તેમ હોયછે. અને તેમાં જેટલા યાર્ડ લાંબો તાણો કાઢવો હોય તેટલી લંબાઇને માટે ગોઠવણ કરી શકાય તેમ હોયછે.

### વાર્પીંગ મસીન નીચે જુવો.



---

* આ સાંચાવિષે નરસી મીલમાં હ્યન્ડલુમનું કારખાનું ચાલેછે તે જોશો તો સમજ પડશે.

## વીવીંગની અંદર જેને વાર્પીંગ મશીન કહેછે તે કયા કયા ભાગો મળીને થયુંછે તેઓનાં નામો નીચે મુજબ.

| નંબર | ભાગોનું નામ. | નંબર | ભાગોનું નામ. | નંબર | ભાગોનું નામ. |
|---|---|---|---|---|---|
| ૧ | સ્ટ્રયાપ. | ૨ | ડ્રાઇવીંગ પુલ્લી. | ૩ | ડ્રમ અથવા સીલીન્ડર. |
| ૪ | શાફ્ટ. | ૫ | બીમ. | ૬ | રયાપલીવર. |
| ૭ | રયાપવ્હીલ. | ૮ | વર્મ. | ૯ | વર્મ વ્હીલ. |
| ૧૦ | એક્ષપાનશન રીડ. | ૧૧ | એક્ષપાનશન કોમ્બ | ૧૨ | સ્લ્યાક અથવા ફૉલીંગ રૉડસ. |
| ૧૩ | સ્ટૉપરૉડ. | ૧૪ | રયાપ. | ૧૫ | ક્રાસરેલ. |
| ૧૬ | ફ્રન્ટરેલ. | ૧૭ | સ્ટડસ. | ૧૮ | સ્લાઇડ. |
| ૧૯ | ચેનવેટ. | ૨૦ | ક્રિલ અથવા ક્રિયલ. | ૨૧ | બૉબીન. |
| ૨૨ | મેઝરીંગ રોલર. | ૨૩ | રોલરો. | ૨૪ | આર્મ બ્રાકિટસ. |

---

## વાર્પીંગ મશિનમાં આવેલા ભાગો કયા કયા ભાગોને ચલાવે છે તેવિષે.

| ભાગોનું નામ. | શાને ચલાવેછે- (મોશન આપેછે.) |
|---|---|
| સ્ટ્રયાપ... ... ... | વાર્પીંગ મસાનને ચલાવવાનું કામ કરેછે. એન્જન. |
| ડ્રાઇવીંગ પુલ્લી. ... ... / ડ્રમ અથવા સીલીન્ડર. ... | જેનાપર બીમનો આધાર છે અને તે ગતિ આપેછે. |
| શાફ્ટ... ... ... | ડ્રમને પકડેછે. |
| બીમ. ... ... ... | સુતરને વિટાળે છે. |
| રયાપલીવર. / રયાપવ્હીલ. / વર્મ. / વર્મવ્હીલ. ... ... | રયાપ ગણવાના કામમાં આવેછે. |

| ભાગોનું નામ. | શાને ચલાવેછે. (મોશન આપેછે.) |
| --- | --- |
| એક્ષપાનસનરીડ. એક્ષ પાનશનકોમ્બ. | એ સુતરના તારને બરોબર સીધા ચલાવેછે કેજેથી બીમપર બરાબર સીધા વિટળાયછે. |
| સ્લ્યાક અથવા ફોલીંગ રૅાડસ | જયારે સુતર ઢીલું થાયછે ત્યારે તેને ઉચકી લેછે. |
| સ્ટેપરોડ. | મશીનને બંધ કરવાને તેમ ચલાવવાને કામ. લાગેછે. |
| સ્ટાપ. | સ્ટાપ પુરો થાયછે ત્યારે તે માલમ પાડેછે. |
| ક્રાસરેલ અને ફ્રન્ટરેલ. | એ ફ્રેમને મજબુત પકડી રાખેછે. |
| ક્રિલ. | બાબીનોને રાખેછે. |
| ચેનવેટ.... | સ્લાઇડને ખસેડવાને કામ લાગેછે, |
| સ્લાઇડ. | સ્લ્યાક અથવા ફૅાલીંગ રૅાડને પકડી રાખેછે, અને જ્યારે સળીઓ પડવા આવેછે ત્યારે તે ખસી જાયછે. |

## વાર્પીંગ મશીન બાબત કેટલાક સવાલો અને જવાબો.

| નં. | સવાલો. | જવાબો. |
| --- | --- | --- |
| ૧. | વાર્પીંગ મશીન કયા કયા ભાગ મળીને થયુંછે ? | ૧. ક્રિલ, મેઝરીંગ રોલર, એક્ષ પાનશનરીડ અને એક્ષ પાનશન કોમ્બ, ફૅાલીંગ રૅાડસ, સ્ટાપલીવર. સ્ટાપવ્હીલ, વર્મવ્હીલ, ડ્રમ અથવા સીલીન્ડર, આર્મબ્રાકેટસ. ડ્રાઇવીંગ પુલ્લી, ફ્રન્ટરેલ, બેકરેલ, ફ્રેમવર્ક, સ્ટડ, બોલ્ટસ, બ્રાકેટ્સ વાગેરે. |
| ૨ | ફૅાલીંગરૅાડસ અને રોલર્સ શા કામમાં આવેછે ? | ૨. જ્યારે બીમ સીલીન્ડરપર(અવળું કે સવળું) ફરતું હોયછે પાછું જાય, ત્યારે સુતર ઢીલું પડે તેને ટાઇટ કરવાને કામ લાગેછે કેમકે તેથીકરી સુતર એકઠું થતુ નથી. |

| નંબર | સવાલો. | જવાબો. |
|---|---|---|
| ૩ | રયાપલીવર શા કામમાં આવેછે? | ૩એક રચાપ ક્યારે પુરો થાયછે તે બતાવેછે, અને તે એવો બનાવેલોછે કે એક રચાપ પુરોથાય કે ફ્રેમને અટકાવેછે. |
| ૪ | વાર્પીંગ મશીનમાં રચાપ કોને કહેછે? | ૪રચાપ૦હીલનો એક આંટો તે રચાપ અને તે જોઇએ તેટલા યાર્ડને માટે તેવી ગોઠવણ કરેલી હોયછે. |
| ૫ | વાર્પીંગ મશીનપર એક રચાપ-માં કેટલા યાર્ડ થયા તે શીરીતે તમે કહેશો? | ૫રયાપ૦હીલનાં,દાંતા વર્મ૦હીલ અને મેઝરીંગ રોલરનો ઘેરાવો એ ત્રણેનો ગુણાકાર કરીને તેને ૩૬ ઇંચે ભાગવા એટલે તેનો જવાબ તે, એક રચાપના યાર્ડ થશે. |
| ૬ | બીમને સીલીન્ડરપર શી રીતે ગોઠવવું જોઇયે? | ૬સીલીન્ડરના પર એક છેડાથી તે બીજા છેડાસુધી સરખીરીતે રહે તેટલા સારૂ ફ્લેન્જીજને ડ્રમ અથવા સીલીન્ડરની દરેક બાજુપર પાસે રાખવી; અને સેલ્વેજીજ ઉપર ઉંચાં ન થવાં જોઇએ કેમકે તેથી સાઇઝીંગફ્રેમમાં(ઢીલુંસુતર)સ્લેક યાર્ન આવે તેથી વીવરોને ઘણી અડચણ પડે. |
| ૭ | વાર્પીંગ મશીનનું શું કામ હશે? | ૭વાર્પીંગ મશીન વાંઇડીંગ બોબીન ઉપરથી સુતર ઉકેલી અને બ્યાકબીમ ઉપર વીટાળેછે, ત્યાંથી તેને સાઇઝીંગ મશીન પર કાંજી લગાડવા લઇ જાયછે. |

---

## વાર્પીંગ નામના સાંચાની અંદર એક રચાપમાં કેટલા યાર્ડ તાણો થાયછે તે જાણવાની રીત નીચેપ્રમાણે.

રીત.

રચાપ૦હીલના અને વર્મ૦હીલના દાંતાનો ગુણાકાર કરવો અને મેઝરીંગ

રોલર જેટલા ઇંચના ઘેરાવાનું હોય તેના ઇંચથી ઉપર આવેલા ગુણાકાર સાથે ગુણવો એટલે જે ગુણાકારની રકમ આવશે તેટલા ઇંચ થશે, માટે તેને એક યાર્ડના ૩૬ ઇંચે ભાગવા એટલે જે ભાગાકાર આવશે તે એક રેપમાં તેટલા યાર્ડ તાણો થયો એ નકી જવાબ સમજવો.

દાખલો ૧ લો.

સ્ટાપ૦વ્હીલ.————૧૩૨ દાંતાનું.
વર્મ૦વ્હીલ————૫૮ દાંતાનું.
મેઝરીંગ રોલરનો ઘેરાવો—૧૮ ઇંચનો.
} આનો જવાબ નીચે જુઓ.

સ્ટાપ૦વ્હીલ ૧૩૨ ઇંચ ૩૬)૧૩૭૮૦૮(૩૮૨૮ એક સ્ટાપમાં આટલા યાર્ડ જવાબ
વર્મ ,, ૫૮ ૧૦૮
૧૦૫૬ ૨૯૮
૬૬૦ ૨૮૮
૭૬૫૬ ૧૦૦
મેઝરીંગરોલરનોઘેરાવો૧૮ ૭૨
૬૧૨૪૮ ૨૮૮
૭૬૫૬ ૨૮૮
૧૩૭૮૦૮ ૦૦૦

દાખલો ૨ જો.

સ્ટાપ૦વ્હીલ.————૧૫૬ દાંતાનું.
વર્મ૦વ્હીલ.————૪૪ ,,
મેઝરીંગરોલરનોઘેરાવો.——૧૮ ઇંચનો.
} આનો જવાબ નીચે જુઓ.

સ્ટાપ૦વ્હીલ૧૫૬×૪૪ ૩૬) ૧૨૩૫૫૨ (૩૪૩૨યાર્ડ જવાબ,
૪૪ ૧૦૮
૬૨૪ ૧૫૫
૬૨૪ ૧૪૪
૬૮૬૪ ૧૧૫
મેઝરીંગ રોલરનો ઘેરાવો ૧૮ ૧૦૮
૫૪૯૧૨ ૭૨
૬૮૬૪ ૭૨
૧૨૩૫૫૨ ૦૦

દાખલો-૩ જો.

સ્વાપવ્હીલ- ૧૪૨ દાંતાનું.
વર્મવ્હીલ- ૭૫ „
મેઝરીંગ રોલરનો ઘેરાવો-૧૬ ઇંચનો.

| | | |
|---|---|---|
| સ્વાપવ્હીલ | ૧૪૨ | ઇંચ૩૬) ૧૭૦૪૦૦ (૪૭૩૩ $\frac{1}{3}$ યાર્ડ જવાબ. |
| વર્મ „ | ૭૫ | ૧૪૪ |
| | ૭૧૦ | ૨૬૪ |
| | ૯૯૪ | ૨૫૨ |
| | ૧૦૬૫૦ | ૧૨૦ |
| મેઝરીંગરોલરનોઘેરાવો. | ૧૬ | ૧૦૮ |
| | ૬૩૯૦૦ | ૧૨૦ |
| | ૧૦૬૫૦ | ૧૦૮ |
| | ૧૭૦૪૦૦ | ૧૨ |

:-:000:-:

ઉપર રીતમાં જણાવ્યા પ્રમાણે એક સ્વાપમાં કેટલા યાર્ડ તાણો આવેછે તે શોધી કાઢયાપછી એક બીમપર જેટલા સ્વાપ થયા હોય તેટલાએ ગુણવા એટલે બીમપર વિંટલાયલા સુતરના ખરા યાર્ડ આવશે.

દાખલો ૧ લો.

એક સ્વાપમાં ૩૮૨૮ યાર્ડ લાંબો તાણો થયો.
અને એક બીમપર ૩ સ્વાપ થયાછે.

માટે ઉપરની બંને રકમનો ગુણાકાર કરવો. } ૧૧૪૮૪ { આટલા યાર્ડ એક બીમપર તાણો થયો જવાબ.

પણ આપણે એટલું સમજવું કે એક બીમપર વધારેમાં વધારે બે કે ત્રણ સ્વાપ તાણો માય તેથી વધારે માયજ નહીં.

દાખલો ૨ જો.

એક સ્વાપમાં ૩૪૩૨ લાંબો તાણો થયો.
અને એક બીમપર ૨ સ્વાપ થયાછે.

૬૮૬૪ આટલા યાર્ડ એક બીમપર તાણો જવાબ.

## વાર્પરના બીમપર સુતર ચઢાવ્યા પછી સુતરનો હિશાબ સોધી કાઢવાની રીત.

બીમપર તારની જે સંખ્યા હોય તેતારને જેટલા યાર્ડ સુતર થયું હોય તેટલાએ ગુણવા અને તેનો જે ગુણાકાર આવે તેને ભાજ્ય ગણવો, અને પછી એક હાન્કમાં જેટલા યાર્ડ (૮૪૦) હોય તેને સુતરનું* વજન કે તેનો નંબર હોય તેટલાએ ગુણવા એટલે જે ગુણાકાર આવે તે ભાજક ગણવો, અને તેનો જે ભાગાકાર આવે તે જવાબ સમજવો.

દાખલો ૧ લો.

બીમપરના તારની સંખ્યા ૮૪૦
બીમપર વિંટળાયલા સુતરની લંબાઈ ૮૪૫૦ યાર્ડ છે.
સુતરનો નંબર ૧૮ છે.

માટે.

```
     ૮૪૦ એક હાન્ક                 ૮૪૫૦ યાર્ડ લાંબો તાણો.
ગુણ્યા ૧૮ સુતરનો નંબર               ૮૪૦ તાર.
    ------                       ---------
    ૬૭૨૦                         ૩૩૮૦૦૦
    ૮૪૦                          ૬૭૬૦
    ------                       ------------ રતલ.
    ૧૫૧૨૦                 ૧૫૧૨૦)૭૦૯૮૦.૦૦(૪૬૯.૪૪
                                 ૬૦૪૮૦
                                 ---------
                                 ૧૦૫૦૦૦
                                  ૯૦૭૨૦
                                  ---------
                                  ૧૪૨૮૦૦
                                  ૧૩૬૦૮૦
                                  ---------
                                  ૦૦૬૭૨૦૦
                                     ૬૦૪૮૦
                                  ---------
                                     ૬૭૨૦૦
                                     ૬૦૪૮૦
                                  ---------
                                      ૬૭૨૦
```

એક બીમ ઉપર વિંટાળેલા સુતરનું નકી વજન થયુંતે. } રતલ. ૪૬૯.૪૪

* જ્યારે બીમના આપેલા વજનપરથી સુતરનો નંબર કાઢવો હોય તો એક હાન્કમાં જેટલા યાર્ડ હોય તેને સુતરના વજનથી ગુણીને તેને ડીવાઇઝર ગણવો, પણ વજન કાઢવું હોયતો સુતરના નંબરને એક હાન્કસાથે ગુણી તેને ડીવાઇઝર ગણવો.

### દાખલો ૨ જો.

બીમપર વિંટાળેલા સુતરના તારનો નંબર. ૪૦૦
,, ,, સુતરની લંબાઈ. ૮૪૫૦ યાર્ડ.
,, ,, સુતરનું વજન. ૩૦૦ રતલ.

૮૪૦ એક હાન્ક.
૩૦૦ ......... ૮૪૫૦
૨૫૨૦૦૦ ...... ૪૦૦

૨૫૨૦૦૦) ૩૩૮૦૦૦૦ ( ૧૩
૨૫૨૦૦૦
૮૬૦૦૦૦
૭૫૬૦૦૦
૧૦૪૦૦૦

બીમપર વિંટાળેલા સુતરનો ૧૩ નંબર જવાબ. નજી નંબર આવ્યો તે.

બીજી રીતે.

$$\frac{૮૪૫૦+૪૦૦}{૮૪૦+૩૦૦} = \frac{૮૪૫૦}{૬૩૦} = ૧૩$$

---

### દાખલો ૧ લો.

૪૦૦ રતલ.
૮૪૦ એક હાન્કના યાર્ડ
૩૩૬૦૦૦

૬૪૫૦ યાર્ડ લાંબો તાણો.
૪૦૦ તારની સંખ્યા.

૩૩૬૦૦૦)૨૫૮૦૦૦૦( ૭ નંબર.
૨૩૫૨૦૦૦
૧૨૮૦૦૦

ઉપલા જવાબમાં સાત નંબર આવતા છતાં અર્ધ ઉપરાંત વધાંસ વધ્યા માટે તેનો આઠ નંબર ગણવો.

### દાખલો ૨ જો.

.૧૬ સુતરનો નંબર
૮૪૦ એક હાન્કના યાર્ડ
૧૩૪૪૦

૭૫૦૦ યાર્ડ લાંબો તાણો
૩૦૦ તારની સંખ્યા.

૧૩૪૪૦)૨૨૫૦૦૦૦(૧૬૭
૧૩૪૪૦
૯૦૬૦૦
૮૦૬૪૦
૯૯૬૦૦
૯૪૦૮૦
૫૫૨૦

રતલ
૧૬૭ $\frac{૫૫૨૦}{૧૩૪૪૦}$ જવાબ.

દાખલો ૩ જો.

બીમપર વિંટાળેલા તારના નંબર ૫૦૦ — ૮૪૦ — ૭૦૦૦ યાર્ડ.
,, ,, સુતરની લંબાઈ ૭૦૦૦ યાર્ડ. — ૨૬૦ — ૫૦૦ તાર.
,, ,, સુતરનું વજન. ૨૬૦ રતલ — ૨૧૮૪૦૦)૩૫૦૦૦૦૦( ૧૬.
૨૧૮૪૦૦
૧૩૧૬૦૦૦
૧૩૧૦૪૦૦

$\frac{૭૦૦૦+૫૦૦}{૮૪૦+૨૬૦=}$ $\frac{૩૫૦૦૦૦૦}{૨૧૮૪૦૦}$=૧૬ નંબરનું જવાબ સુતર.

દાખલો ૪ થો.

એક બીમપર વિંટાળેલા તારના નંબર. ૩૮૦ — ૮૪૦
,, ,, સુતરની લંબાઈ ૮૪૦૦ યાર્ડ. — ૨૧૧ — ૮૪૦૦
,, ,, સુતરનું વજન ૨૧૧ રતલ. — ૮૪૦ — ૩૮૦
૮૪૦ — ૬૭૨
$\frac{૮૪૦+૦૩૮૦}{૮૪૦+૨૧૧=}$ $\frac{૩૮૦૦}{૨૧૧}$=સુતરનો નંબર — ૧૬૮૦ — ૨૫૨
૧૭૭૨૪૦ ) ૩૧૯૨૦૦૦ (૧૮.

૧૮ જવાબ.

દાખલો ૫ મો.

એક બીમપર વિંટાળેલા તારનાં નંબર. ૫૦૦ — ૮૪૦ — ૭૦૦૦
,, ,, સુતરની લંબાઈ ૭૦૦૦ યાર્ડ. — ૧૬ — ૫૦૦
,, ,, સુતરનો નંબર ૧૬ — ૧૩૪૪૦ ) ૩૫૦૦૦૦૦ (૨૬૦.
$\frac{૭૦૦૦૫+૦૦}{૮૪૦+૧૬=}$ $\frac{૩૫૦૦૦૦૦}{૧૩૪૪૦}$=૨૬૦ રતલ જવાબ.

દાખલો ૬ ઠો.

એક બીમપર વિંટાળેલા સુતરના તારના નંબર ૩૮૦ — ૮૪૦ — ૮૪૦૦
,, ,, સુતરની લંબાઈ ૮૪૦૦ યાર્ડ — ૧૮ — ૩૮૦
,, ,, સુતરનો નંબર. ૧૮ — ૬૭૨૦ — ૬૭૨
$\frac{૮૪૦૦+૩૮૦}{૮૪૦+૧૮=}$ $\frac{૩૮૦૦}{}$=૨૧૧, રતલ જવાબ. — ૮૪૦ — ૨૫૨
૧૫૧૨૦)૩૧૯૨૦૦૦(૨૧૧.

# વાઈંડીંગપરથી તૈયાર થયેલા બીમપર કેટલા યાર્ડ સુતર વિટલાયું તેવિશે.

| રથાપ વ્હીલ. | વર્મ વ્હીલ. | શેલરનો ઘેરાવો. | કેટલા રેપ. | કેટલા યાર્ડ સુતર વિટલાયું. | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|
| ૧૩૨ | ૫૮ | ૧૮ | ૧ | ૩૮૨૮ | આ કોઠામાં મેં (જણાવ્યા) લખ્યા પ્રમાણેજ ચક્રો અને શેલરો જોઈએ તેમ નથી. દરેક મીલમાં પોત પોતાની મરજીપ્રમાણે કે એક બીમપર જેટલા યાર્ડ સુતર વિટાલાવું હોય તેપ્રમાણે ત્યાંના વીવિંગ માસ્તર કે મેનેજર ગોઠવણ કરેછે પણ ગણવાની રીત આ બાબતના રૂલનાં લખીછે તેજપ્રમાણે બધી મીલોમાં છે. |
| ૧૨૯ | ૮૪ | ૧૮ | ૧ | ૫૪૧૮ | |
| ૧૫૬ | ૪૪ | ૧૮ | ૧ | ૩૪૩૨ | |
| ૧૪૨ | ૭૬ | ૧૮ | ૧ | ૫૩૯૬ | |
| ૧૩૨ | ૫૬ | ૧૮ | ૧ | ૩૬૯૬ | |
| ૧૭૬ | ૮૬ | ૧૮ | ૧ | ૭૫૬૮ | |
| ૧૨૦ | ૯૬ | ૧૮ | ૧ | ૫૭૬૦ | |
| ૧૪૦ | ૮૦ | ૧૮ | ૧ | ૫૬૦૦ | |
| ૧૨૫ | ૯૮ | ૧૮ | ૧ | ૬૧૨૫ | |
| ૧૪૮ | ૭૫ | ૧૮ | ૧ | ૫૫૫૦ | |
| ૧૦૦ | ૮૮ | ૧૮ | ૧ | ૪૪૦૦ | |
| ૧૭૨ | ૮૦ | ૧૮ | ૧ | ૬૮૮૦ | |
| ૧૪૫ | ૫૫ | ૧૮ | ૧ | ૩૯૮૮ | |
| ૧૩૫ | ૫૦ | ૧૮ | ૧ | ૩૩૭૫ | |
| ૧૪૦ | ૬૫ | ૧૪ ૨/૩ | ૧ | ૩૬૬૫ | |
| ૧૨૦ | ૭૨ | ૧૪ ૨/૩ | ૨ | ૬૯૬૦ | |
| ૧૮૦ | ૬૦ | ૧૪ ૨/૩ | ૩ | ૧૩૦૫૦ | |

# વીવીંગના ખીમપર વિંટળાયલા સુતરના નંબર ઉપરથી સુતરનું નકી વજન તથા વજન ઉપરથી કયા નંબરનું સુતર છે તે સોધી કાઢવાનો કોઠો.

| યાર્ડ સુતરની લંબાઈ. | તારના નંબર. | રતલ. | વાર્પરના સુતરનો નંબર. | યાર્ડ સુતરની લંબાઈ. | તારના નંબર. | (વાર્પર) સુતરના નંબર. | રતલ. |
|---|---|---|---|---|---|---|---|
| ૭૬૫૬ | ૩૮૦ | ૨૨૩ | ૧૫. ૫૩ | ૭૬૫૬ | ૪૦૦ | ૧૬ | ૨૨૭ |
| ૫૩૯૬ | ૩૫૦ | ૧૮૯ | ૧૧. ૮૩ | ૫૩૯૬ | ૩૪૦ | ,, | ૧૩૬ ૧/૨ |
| ૬૩૯૭ | ૪૨૦ | ૨૫૯ | ૧૨. ૩૪ | ૬૩૯૭ | ૪૨૦ | ૧૪ | ૨૨૮-૪૬ |
| ૮૩૯૭ | ૪૦૦ | ૮૪૦ | ૧૩. ૫૦ | ૮૩૯૭ | ૩૦૦ | ૧૨ | ૨૪૯-૯૧ |
| ૫૭૬૦ | ૩૦૦ | ૨૩૦ | ૮ | ૫૬૦૦ | ૨૫૦ | ૧૮ | ૯૨-૫૧ |
| ૫૬૦૦ | ૩૫૦ | ૧૫૦ | ૧૫. ૫૫ | ૪૪૦૦ | ૩૦૦ | ૧૪ | ૧૧૨-૨૪ |
| ૫૫૫૦ | ૪૨૦ | ૩૨૦ | ૯ | ૫૭૬૦ | ૩૦૦ | ૮ | ૨૫૭-૧૪ |
| ૭૫૬૮ | ૩૫૦ | ૪૦૦ | ૮ | ૫૫૫૦ | ૪૨૦ | ૧૪ | ૧૯-૮૨ |
| ૮૪૦૦ | ૩૮૦ | ૨૧૧ | ૧૮ | ૭૫૬૮ | ૩૫૦ | ૧૨ | ૨૬૨-૭૭ |
| ૭૦૦૦ | ૫૦૦ | ૨૬૦ | ૧૬ | ૮૪૦૦ | ૩૮૦ | ૧૮ | ૨૧૧-૧૧ |
| ૮૪૫૦ | ૪૦૦ | ૩૦૦ | ૧૩ | ૭૦૦૦ | ૫૦૦ | ૧૬ | ૨૬૦, |

---

* નંબર ના વાર્પર ને માટે માહે સને ૧૮૭ .

| તારીખ, માસ, સન. | ખીમનો નંબર. | વીંટાળેલા સુતરના ખીમનું વજન. | ખાલી ખીમનું વજન. | નકી તાણાના સુતરનું વજન. | એકંદર સરવાળો. | નકી જેટલું વજન જોઇએ તે. | કેટલું વધારેછે. | કેટલું હલકુ છે. | તારના નંબર કેટલા છે. | તાણો કયા નંબરના સુતરનો |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧૮ | ૨૩૦ | ૫૪ | ૧૭૬ | | ૧૭૧ | ૫ | ૦ | ૩૦૦ | ૧૫ |
| ૨ | ૨૫ | ૨૩૫ | ૫૪ | ૧૮૧ | | ,, | ૧૦ | ,, | ,, | ,, |
| ૩ | ૨૬ | ૨૪૪ | ૫૬ | ૧૮૮ | | ,, | ૧૭ | ,, | ,, | ,, |
| ,, | નથી. | ૨૪૧ | ૫૫ | ૧૮૬ | | ,, | ૧૫ | ,, | ,, | ,, |

| તારીખ, માસ, સન. | બીમનો નંબર. | બીટાઉના સુતરનો બીમનું વજન. | આખી બીમનું વજન. | નમી તાણાના સુતરનું વજન. | એકંદર સરવાળો. | નમી કેટલું વજન ઘટ્યું તે. | કેટલું નમાડેછે. | કેટલું ઘટ્યું છે. | તારના નંબર કેટલા છે. | તાણો કયા નંબરના સુતરનો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૪ | ૧૯ | ૨૪૧ | ૫૭ | ૧૮૪ | | ,, | ૧૩ | ,, | ,, | ,, |
| ૭ | ૨૩ | ૨૪૦ | ૫૪ | ૧૮૬ | | ,, | ૧૭ | ,, | ,, | ,, |
| ૮ | ૮૮ | ૨૩૭ | ૫૬ | ૧૮૧ | | ,, | ૧૦ | ,, | ,, | ,, |
| ૯ | ૧૯ | ૨૪૪ | ૫૭ | ૧૮૭ | | ,, | ૧૬ | ,, | ,, | ,, |
| ૧૦ | ૪૨ | ૨૪૬ | ૫૭ | ૧૮૯ | | ,, | ૧૮ | ,, | ,, | ,, |
| ૧૧ | ૩ | ૨૪૪ | ૫૫ | ૧૮૯ | | ,, | ૧૮ | ,, | ,, | ,, |
| ૧૨ | ૧૨ | ૨૪૭ | ૫૪ | ૧૯૩ | | ,, | ૨૨ | ,, | ,, | ,, |
| ૧૩ | ૯ | ૨૪૬ | ૫૬ | ૧૯૦ | | ,, | ૧૯ | ,, | ,, | ,, |
| ૧૪ | ૩૬ | ૨૩૮ | ૫૬ | ૧૮૨ | | ,, | ૧૧ | ,, | ,, | ,, |
| ૧૫ | ૨૭ | ૨૩૩ | ૫૩ | ૧૮૦ | | ,, | ૯ | ,, | ,, | ,, |
| ૧૬ | નથી. | ૨૪૯ | ૫૫ | ૧૮૪ | | ,, | ૨૩ | ,, | ,, | ,, |

* આ ઉપરનાં કોઠામાં જણાવ્યાપ્રમાણે દરેક વાર્પરનો નંબરવાર હીસાબ રાખેછે, પણ મેં તો ટુકામાં લીધુ છે કારણ આ પ્રમાણે બધી બાબતમાં લંબાણથી લેતાં બુક ઘણી મોટી થાય ને કીમતમાં મોંઘી પડે માટે લંબાવ્યું નથી.

# સાઈઝીંગ (કાંજી ચઢાવવા) વિષે.

કાપડ બનાવવાના કારખાનામાં વાઈંડીંગ અને વાર્પીંગમશીનની બાબત આ-વીગયા પછી આ સાઈઝીંગની બાબત આવેછે જેવિશેનો સાંચો આ સાથે દર્શા-વેલાછે તે જોવાથી માલમ પડશે વળી આવિશેની બાબત અનુક્રમે એકપછી એક દાખલ કરવામાં આવીછે કે જે વાંચેથી ખુલ્લી રીતે સમજ પડ્યાવિના રહેશે નહીં.

સુતરપર કાંજી ચઢાવવાની જુદી જુદી રીતો ઘણીછે. તેમાં હાથ સાંચાના તાણાપર કાંજી શી રીતે ચઢાવવામાં આવેછે તે જુઓ ?

પ્રથમ તાણાને સીધા બે છેડાથી બાંધી હાથના બ્રસોથી સાફ કરીને બીજી-વાર બ્રસથી કાંજી ચઢાવવામાં આવેછે તે રીત ઘણુંકરીને આપણા દેશીઓની રીતને મળતી હોય છે,પણ તેમાં કાંજી ચઢાવવાં વધારે સંભાળ રાખવી જોઇએ કારણ કે બધી જગોપર સરખીરીતે ન ચડતાં કોઈ જગાપર ઓછી અને કોઈ જગાપર વધારે ચઢે તો કાપડ વણતી વખતે ઘણી અડચણ થાયછે અને તે કાપડ બરોબર સફાઈદાર આવતુંનથી વળી તેના તાર જોઇએ તેવા છુટા ન પડતા હોય તો તેમાં સાબુ અને ચરબી બંનેની મેળવણીના પાણીમાં બ્રસ બોળી તે તાણાપર ફેરવેછે કે તે બધા તાર જોઇએ તેવા છુટા થાયછે.

* હવે પાવરથી કાંજી ચઢાવવાને માટે આપણી મીલોમાં જે પ્રમાણે કરેછે તેજપ્રમાણે કરવું જોઇએ તેને પેહેલાં એક ટાંકીમાં જે તૈયાર કરેલી કાંજી હોયછે તેમાંથી જેમ જોઇએ તેમ સાઈઝ બોક્ષમાં નાખેછે પછી તેમાં જેટલા ટકા ચઢાવવી હોય તેતેપ્રમાણે પાણીની મેળવણી કરેછે અને બીમોપરના તાર તેમાંથી પસાર કરછે તેમાંથી તૈયાર થયેલા બીમો કપડા ખાતામાં લઈ જઈ સાળપર ચઢાવેછે અને કાપડ તૈયાર કરેછે.

---

* વાર્પર મશીનપર તૈયાર થયેલા બીમમાંથી તારની ગણત્રી પ્રમાણે લઈ તેને કાંજી ચઢાવવાસારૂ સાઈઝીંગમશીનપર લેઈ જાયછે. ને તે બીમો

## વીવીંગઅંદર સાઈઝીંગ મશિન જે આવેછે તે કયા કયા ભાગ મળીને થયુંછે તેવિશે નીચે જુઓ.

| નંબર | ભાગનું નામ. | નંબર | ભાગનું નામ. | નંબર | ભાગનું નામ. |
|---|---|---|---|---|---|
| ૧ | ક્રીલ અથવા ક્રાંયલ. | ૨ | સ્ટોપરોડ. | ૩ | રોલરો. |
| ૪ | સાઇઝ બોક્ષ. | ૫ | સાઈઝ (કાંજી). | ૬ | ઈમરશનરોલર. |
| ૭ | ટેપ્સ. | ૮ | બોઈલિ પાઈપ્સ. | ૯ | સાઈઝ રોલર્સ. |
| ૧૦ | સીલીન્ડર. | ૧૧ | સીલીન્ડર નેક્સ. | ૧૨ | ફ્રીક્ષનરોલર |
| ૧૩ | મેઝરીંગ રોલર. | ૧૪ | ફેન (પંખા) | ૧૫ | કંટ્રાકટીંગરૉડસ. |
| ૧૬ | કોન ડ્રમ્સ. | ૧૭ | ટ્રાવર્સવર્મ. | ૧૮ | સ્ટડસ. |
| ૧૯ | સ્ટડવ્હીલ. | ૨૦ | રોલરવ્હીલ. | ૨૧ | બેલવ્હીલ. |
| ૨૨ | માર્કર. | ૨૩ | બેલન્સવેટ. | ૨૪ | કલરબોક્ષ. |
| ૨૫ | સીટીંગ રૉડસ બ્રાકિટસ ઈત્યાદિ. | ૨૬ | લેસ રૉડસ. | ૨૭ | પીનીયનવ્હીલ. |
| ૨૮ | ડ્રાઇવીંગ ગેર્સ. | ૨૯ | સ્લાઈડ. | ૩૦ | ડ્રાઈવીંગ પુલ્લી. |
| ૩૧ | લુઝ પુલ્લી. | ૩૨ | સ્ટીમ ગેજ઼. | ૩૩ | ફ્રીક્ષનવ્હીલ. |

બરોબર રીતે ગોઠવાય અને જોઇએ તેમ ફરી શકે એવી બીમની બેઠક કરેલી હોયછે તેને ક્રીલ કહેછે.

એ બીમ ગોઠવવાની એવી રીત હોયછે કે એક ઉલટુ ફરે તો બીજુ સુલટુજ ફરે? એપ્રમાણે કરી દરેક બીમોના તાર જોઇએ તેપ્રમાણે એકપછી બીજુ એપ્રમાણે જેટલાં બીમ હોય તેઓના તાર લેઈઅંતે બધા બીમોના તાર એકઠા કરી ઈમિરશનરોલર અને કોપરરોલરની નીચેથી લેછે.

પછી એક ટાંકીમાં કાંજીની મેળવણી તૈયાર કરેલી હોયછે તેમાંથી જોઇએ તેપ્રમાણે કાંજીની પેટીમાં નાંખી તેને જોઇએ તેવી પાતળી કરવાસારૂ ગરમ પાણી રેડીને પછી તેમાં જોઇએ તેટલી સ્ટીમ આવવા દેછે, પછી સીલીન્ડરમાં સ્ટીમ ભરી તે મશીન ચાલુ કરેછે, પણ નવા બીમોના તારને માર્ક કરવામાં આવે તેની પેહેલાં તે બીમોના તાર બરોબર સીધા ચાલે તેટલા માટે દરેક બીમઆગળથી દોરીઓ નાંખવી પડેછે તે માર્કની પાસે જતાની અગાઉ તેને કાઢી લેઈ તે જગોપર લોખંડના શળીઆ રાખેછે કે તેથી દરેક બીમના તાર જોઈએ તેમ છુટા પાડેછે.

આ વિશેની તમામ હકીકત વીગતવાર એકપછી એક આપીછે.

# સાઈઝીંગ મશીનમાં આવેલા ભાગો અને તેઓને કયા કયા ભાગો ચલાવેછે તે વિશે.

| ભાગોનું નામ. | ચલાવનાર ભાગનું નામ. |
|---|---|
| ક્રીલ. ... ... ... | વાર્પરના બીમ મુકવાને કામ લાગેછે. |
| સ્ટોપરરોડ.. ... ... | મશીનને બંધ કરેછે અને ચલાવેછે. |
| રોલરો. ... ... ... | સુતરને ચલાવવાને કામ લાગેછે. |
| સાઇઝ બોક્ષ. ... ... | કાંજી રાખવામાં આવેછે. |
| સાઇઝ.... ... ... | કાંજી. |
| ઇમિરશન રોલર. ... ... | કાંજીમાંથી દોરા પસાર કરવાને કામ આવેછે. |
| ટેપ્સ. ... ... ... | કાંજી તથા વરાળ કાઢવાને કામ આવેછે. |
| બોઇલ પાઇપ્સ. ... ... | કાંજી બનાવવાસારૂ એમાંથી વરાળ આવેછે. |
| સાઇઝ રોલરો. ... ... | દોરાને વધારે કાંજી લાગી હોય તો તે કાઢી નાખવાને કામ આવેછે. |
| ન્હાનું અને મ્હોટું સીલીન્ડર.. | દોરા સુકાવવાને કામ આવેછે. |
| સીલીન્ડર નેકસ.... ... | જેનાપર સીલીંડર ફરેછે. |
| ફ્રીક્ષન રોલર. ... ... | બીમનીઉપર બરાબર ટાઈટ દોરા વિટાળવાને કામ આવેછે. |
| મેઝરીંગ રોલર. ... ... | જુદી જુદી જાતના તાકાનાં માપ કાઢવાને કામ આવેછે. |
| ફેન. .... ... ... | દોરાને ઠંડા પાડવાને કામ આવેછે. |
| કંટ્રાકટીંગ રૉડ. ... ... | ન્હાનાં કે મ્હોટાં બીમપર જોઇએ તેમ સુતર વિટાળવાને કામ આવેછે. |
| કોન ડ્રમ. ... ... | સાંચાને બરોબર ચલાવવાને કામ આવેછે. |
| ટ્રાવર્સવર્મ. ... ... | કોન ડ્રમની ઉપર પટાને જોઇએ તેમ રાખેછે. |
| સ્ટડ. ... ... ... | સાંચાના ભાગોને મજબુત પકડી રાખેછે. |
| સ્ટડવ્હીલ. રોલરવ્હીલ. બેલવ્હીલ. બેલશાફ્ટ ...... | આ બધા તાકાની લંબાઈ ગણવાને કામ આવેછે. |

| ભાગોનું નામ. | ચલાવનાર ભાગનું નામ. |
|---|---|
| માર્કર ... ... ... | તાકાની લંબાઈનુ નિશાન કરવામાં કામ આવેછે. |
| મેલન્સપેટ. ... ... | બરોબર તાકાની નિશાની પાડવાને કામ આવેછે. |
| કલરબોક્ષ. ... ... | નિશાન પાડવાસારૂ રંગ રાખવાને કામ આવેછે. |
| સીટીંગરોડ. .. ... | સુતરના તારોને સરખી રીતે બીમપર વિટાળવાને કામ આવેછે. |
| લસરોડ... ... ... | દરેક બીમના તારો જુદા પાડેછે કે જેથી ગુચાય નહીં. |
| પીનીયન. ડ્રાઇવીંગગેજ. સ્લાઈડ. ..... | એ ત્રણે મળી બીમને ચલાવેછે. |
| ડ્રાઇવીંગ પુલ્લી અને લુઝ પુલ્લી. | સાંચાને ચલાવવાને તેમ બંધ કરવાને કામ આવેછે. |
| સ્ટીમ ગેજ. ... ... | સીલીન્ડરની અંદર કેટલી વરાળછે તે માલમ પાડેછે. |
| ફ્રીક્ષન વ્હીલ ... ... | બીમને કઠણ કે પોચું ભરવાને કામ લાગેછે. |

## સાઈઝીંગ મશીન બાબતના કેટલાએક ઉપયોગી સ્વાલો અને જવાબો.

| સ્વાલો. | જવાબો. |
|---|---|
| ૧ સાઈઝીંગ મશીનના મૂખ્ય ભાગ કયા કયા છે ? | ૧ ક્રીલ, સાઈઝબોક્ષ, કોપરરોલર અને ટેપરોલર, સ્લાઈડ બ્રાકિટ સાથે, ઈમરશન રોલર, ન્હાનુ અને મ્હોટું સીલીન્ડર, ફીડ પાઇપ સાથે કોન્ડેનસર્સ મેઝરીંગરોલર, ફ્રેક્ષનરોલર તેનીસાથે સાઈડ શૉફ્ટ. ફ્રેન, કંટ્રાક્ટીંગરૉડ લસરોડસ, એક્ષપાનશનરૉડ, રોલરવ્હીલ, સ્ટડવ્હીલ, બેલવ્હીલ, બેલશાફ્ટ, માર્કર તે સાથે રોલરબોક્ષ, સીટીંગરૉડ કોનડ્રમ, સ્ટડગાપેડ સાથે ટ્રાવર્સ ડ્રમ, ડ્રાઈવીંગવ્હીલ, સ્લાઈડ શાફ્ટ, બ્રાકેટસ, ફ્રેમવર્ક, સ્ટડ વિગેરે વિગેરે. |

| સવાલો. | જવાબો. |
| --- | --- |
| ૨ સાઈઝીંગ મશીનનું કામ શું? | ૨ વાર્પીંગ ફ્રેમઉપરથી સુતર કાઢેછે, તે સુતરને સાઈઝની અંદરથી પસાર કરેછે, અને કેટલુ કઢાયું તે માપેછે (તાકાની લંબાઈ માપેછે) અને વણનારનેસારૂ બીમઉપર લુમને વાસ્તે તૈયાર કરેછે. |
| ૩ પંખાનું કામ શું છે અને તે શી રીતે કામમાં લેવાયછે? | ૩ સુતર ગરમ ભુંગળીઓ(સીલીન્ડર)પરથી આવે તેને ઠંડુ પાડેછે અને કોન શાફ્ટ ઉપરની પુલ્લીથી એક સ્ટ્રૅપની મદદથી તે ચલાવવામાં આવેછે. |
| ૪ કંટ્રાક્ટીંગ રૉડ શું કામ લાગેછે? | ૪ સુતરના તારોને પોહોળા અથવા સાંકડા બીમજોગ ન્હાંના અથવા મ્હોટા કરવામાં આવેછે. કે જેથી કરી તે સુતર બીમજોગ સંકોચતાં રેથઉપર થોડી તાણ પોહચાડશે. (આપશે.) |
| ૫ સાઈઝીંગ ફ્રેમમાં જે કોન ડ્રમ હોયછે તે શું કામ લાગેછે વારૂં? | ૫ બીમની ગતીને નિયમમાં રાખવાને કે જેથી કરી સુતર ડ્રમ્પઉપર વિટલાઈ ન જાય અને જેમ જેમ બીમ મ્હોટૂં થતું જાયછે, અથવા સંપૂર્ણ પામેછે. તેમ તેમ સુતર જલદી અને ઝડપથી ચાલેછે ત્યારે કોમ્સ એને જોઈએ તેમ રાખેછે અને બીમઉપર સુતર જેમ જોઈએ તેમ વિટલાયછે. |
| ૬ એક્ષપાનશન રેથ કોને કહોછો? | ૬ તે સુતરને બરાબર સીધા રાખવાને કામ લાગેછે. કે જેથી તે બીમઉપર સપાટ સરખી રીતે ચલાવેછે અને તે પોહોળા અથવા સાંકડા બીમજોગ કરાયછે. |
| ૭ ફ્રીક્ષન રોલર શું કામ લાગેછે? | ૭ બીમઉપરના સુતરને કબજામાં રાખવાને કામ લાગેછે, કે જેથી કરી બીમ કઠણ વિટલાયછે તેથી વીવીંગમાં સુતર ઢીલું પડતું નથી. |

| સ્વાલો. | જવાબો. |
| --- | --- |
| ૮ કોપરરોલર, સાઇઝીંગ રોલર અને ઇમિરશનરોલરનું શું કામ હશે વારૂ? | ૮ સુતર એ રોલરોની નીચે ડબાણ થઇને જાયછે તેથીફરી તે રોલરોથી તેને બરોબર ડબાવેછે અને ઇમરશનરોલર સાઇઝમાં લઈ જવાને કામ લાગેછે. |
| ૯ કોન્ડેનસર્સ શું કામ લાગેછે અને તે શું છે? | ૯ તે લોઢાના દાબડા હોયછે, તેમાં સીલીન્ડરમાં એકઠું થયેલું પાણી આવેછે. તે પાણી કાઢી નાખવાસારૂ કામ લાગેછે (વાલ્વ્સ) વળી બહાર પાણી જવાની નળીવાટે વરાળ નીકળી જતાં અટકાવવાને કામ લાગેછે અને તે વરાળનું પાણી થાયછે. |
| ૧૦ શાફ્ટ વાલ્વ શું કામ લાગેછે? | ૧૦ સીલીન્ડર વરાળને લીધે ફાટી ન જાય અને વરાળ જોઇએ તેવા ડબાણમાં આવ્યા પછી નીકળી જાય. |
| ૧૧ મેઝરીંગ રોલર, રોલરવ્હીલ, સ્ટડવ્હીલ, બેલવ્હીલ, બેલ શાફ્ટ અને માર્કર શું કામ લાગેછે? | ૧૧ અમૂક જોઇએ તેટલી લંબાઇના તાકાઓનુ માપ કાઢવાને કામ લાગેછે. |
| ૧૨ તમે સાઇઝીંગ ફ્રેમઉપર કેટલી લંબાઇના તાકો જોઇશું તે ગણી શકશો? | ૧૨ હા. |
| ૧૩ જ્યારે સાંઇઝીંગ મશીનપરથી આપણે અમૂક વારનો તાકો કાઢવો હોય તો તમે શું કરશો. | ૧૩ બેલવ્હીલ. સ્ટડવ્હીલ, અને મેઝરીંરોલરનો ઘેરાવો એ ત્રણેનો ગુણાકાર કરીને જે ગુણાકાર આવે તેને રોલરવ્હીલનાં દાંતાથી ભાગશો એટલે જે ગુણાકાર આવ્યો તે ઇંચ સમજવા, પણ જો યાર્ડ કાઢવા હોય તો તેનેએક વારના ૩૬ ઇંચે ભાગવા. |

# સાઈઝીંગ નામના સાંચામાંથી માર્ક (લંબાઈનું ચીન્હ) કાહાડવાની રીત.

રીત.

સાઇઝીંગ મશીન ઉપરના માર્ક (નીશાન)ની લંબાઈ કાઢવા વિષે.

બેલવ્હીલ, સ્ટડવ્હીલ અને મેઝરીંગ રોલરના પરીઘનો ગુણાકાર કરીને જે ગુણાકાર આવે તેને ભાજક ગણવો અને તેને રોલરવ્હીલના દાંતાથી ભાગો એટલે જવાબ ઇંચ આવશે અને તેને એક વારના ૩૬ ઇંચે ભાગશો તો માગેલા યાર્ડ આવશે.

દાખલો ૧ લો.

બેલવ્હીલ ૪૦ દાંતાનું    ૮૦ સ્ટડવ્હીલ    બીજી રીતે

સ્ટડવ્હીલ ૮૦ ,,    ૪૦ બેલ ,,    ૮૦ × ૪૦ × ૧૮ / ૪૦ × ૩૬ = ૪૦

રોલરવ્હીલ ૪૦ ,,    ૩૨૦૦

મેઝરીંગ રોલરનો ઘેરાવો ૧૮ ઇંચનો    ૧૮    રોલરનો ઘેરાવો

રોલરવ્હીલ.    ૪૦)૫૭૬૦૦

એક વારના ઇંચ.    ૩૬) ૧૪૪૦    ૪૦ યાર્ડ જવાબ.

૪૦

દાખલો ૨ જો.

બેલવ્હીલ ૪૦ દાંતાનું    ૪૦ બેલવ્હીલ

સ્ટડવ્હીલ ૪૦ ,,    ૪૦ સ્ટડ ,,    ૪૦ × ૪૦ × ૧૮ / ૭૦ × ૩૩ = ૧૦

રોલરવ્હીલ ૮૦ ,,    ૧૬૦૦

મેઝરીંગરોલરનોઘેરાવો૧૮ઇંચનો.    ૧૮ રોલરનો ઘેરાવો.

રોલરવ્હીલ૮૦)૨૮૮૦૦

એક વારના ઇંચ૩૬)૩૬૦    ૧૦ યાર્ડ જવાબ.

૧૦

### દાખલો ૩ જો.

બેલવ્હીલ ૧૦૦ દાંતાનું ૧૦૦ બેલવ્હીલ
સ્ટડવ્હીલ ૩૬ ,, ૩૬ સ્ટડ ,,
રોલરવ્હીલ ૨૫ ,, ૩૬૦૦

$$\frac{૧૦૦ \times ૩૬ \times ૧૮}{૨૫ \times ૩૬} = ૭૨$$

મેઝરીંગરોલરનો ઘેરાવો ૧૮ ઇંચનો ૧૮ રોલરનો ઘેરાવો

રોલરવ્હીલ.૨૫)૬૪૮૦૦
એક વારના ઇંચ. ૩૬)૨૫૯૨
૭૨

### દાખલો ૪ થો.

બેલવ્હીલ ૨૫ દાંતાનું ૨૫ બેલવ્હીલ
સ્ટડવ્હીલ ૩૬ ,, ૩૬ સ્ટડ ,,
રોલરવ્હીલ ૧૦૦ ,, ૯૦૦

$$\frac{૨૫ \times ૩૬ \times ૧૮}{૧૦૦ \times ૩૬} = ૪\tfrac{૧}{૨}$$

મેઝરીંગ રોલરનો ઘેરાવો ૧૮ ઇંચનો ૧૮ રોલરનો ઘેરાવો.

રોલરવ્હીલ.૧૦૦)૧૬૨૦૦
એક વારના ઇંચ. ૩૬)૧૬૨
$૪\tfrac{૧}{૨}$ $૪\tfrac{૧}{૨}$ યાર્ડ જવાબ.

### દાખલો ૫ મો.

બેલવ્હીલ ૨૮ દાંતાનું ૨૮ બેલવ્હીલ.
સ્ટડવ્હીલ ૫૯ ,, ૫૯ સ્ટડ ,,
રોલર વ્હીલ ૫૯,, ૨૫૨

$$\frac{૨૮ \times ૫૯ \times ૧૮}{૫૯ \times ૩૬} = ૧૪$$

મેઝરીંગરોલરનો ઘેરાવો ૧૮ ઇંચનો ૧૪૦
રોલરવ્હીલ. ૫૯)૧૬૫૨
૫ટર)૨૮
૧૪ ૧૪યાર્ડ જવાબ,

### રોલરવ્હીલ સોધી કાઢવાવિષે.

આપેલી લંબાઇના માર્ક (નીશાન) કાઢવાસાર રોલરવ્હીલ કેટલા દાંતાનું જોઇએ તે સોધી કાઢવાવિષે.

રીત ૧ લી.

બેલવ્હીલ, સ્ટડવ્હીલ અને મેઝરીંગ રોલરના પરીઘનો ગુણાકાર કરવો એટલે જે ગુણાકાર આવે તેને આપેલા માર્કના ઇંચોથી ભાગવા એટલે જે ભાગાકાર આવશે તે જવાબ સમજવો.

બેલવ્હીલ ૪૫ દાંતાનું
સ્ટડવ્હીલ ૮૬ ,,
મેઝરીંગ રોલર ૧૪$\frac{૧}{૨}$ ઇંચનો
માર્કના ઇંચો ૫૧૬

૮૬ સ્ટડવ્હીલ
૪૫ બેલ ,,
૪૩૦
૩૪૪
૩૮૭૦
૧૪$\frac{૧}{૨}$ રોલરનો ઘેરાવો.

$$\frac{૮૬ \times ૪૫ \times ૫૭}{૫૧૬ \times ૪} = ૧૦૭$$

માર્કના ઇંચો. ૫૧૬)૫૫૧૪૭ ૧૦૭દાંતાનું રોલરવ્હીલ
૧૦૭

બેલવ્હીલ ખોળી કાઢવાવિષે.

રીત ૨ જી.

રોલરવ્હીલ અને યાર્ડ (નીશાન) માંના ઇંચનો ગુણાકાર કરવો એટલે જે-રકમ આવે તેને ભાજ્ય ગણવો પછી.

રોલરનો ઘેરાવો અને સ્ટડવ્હીલનો ગુણાકાર કરી જે આવે તેને ભાજક ગણવો પછી જે ભાગાકાર આવે તે બેલવ્હીલ સમજવું.

માર્કની લંબાઈ ૧૪૪૦ ઇંચ ૧૪૪૦માર્કમાંનાઇંચ.
રોલરવ્હીલ ૪૦ દાંતાનું ૪૦રોલરવ્હીલ
સ્ટડવ્હીલ ૮૦ ,,
રોલરનો ઘેરાવો ૧૮ઇંચનો. ૧૪૪૦)૫૭૬૦૦
૪૦ ૪૦દાંતાનું બેલવ્હીલજવાબ.

$$\frac{૧૪૪૦ \times ૪૦}{૮૦ \times ૧૮} = ૪૦$$

સ્ટડવ્હીલ ખોળી કાઢવાવિષે.

રીત.

માર્કમાંના ઇંચો અને રોલરવ્હીલના દાંતાનો ગુણાકાર કરવો અને તે રકમને ભાજ્ય ગણવો પછી

રોલરના ઘેરાવાનો અને બેલવ્હીલનો ગુણાકાર કરવો એટલે જે રકમ આવે તેને ભાજક ગણવો અને ભાગાકાર આવે તે જવાબ સમજવો.

માર્કના ઇંચો ૮૬૪
રોલરવ્હીલ ૪૦ દાંતા.
બેલવ્હીલ ૨૪ ,,
રોલરનો ઘેરાવો ૧૮ ઇંચનો

૮૬૪
૪૦
૪૩૦)૩૪૫૬૦
૮૦ ૮૦ દાંતાનો સ્ટડવ્હીલ

$$\frac{૮૬૪ \times ૪૦}{૨૪ \times ૧૮} = ૮૦$$

## માગેલા યાર્ડ બોજો કાઢવાવિષે.

### રીત.

જ્યારે સ્ટડવ્હીલ અને રોલરવ્હીલના દાંતાની સંખ્યા એકજ હોય ત્યારે બેલવ્હીલ અને રોલરોના ઘેરાવાનો ગુણાકાર તે માર્કની લંબાઈ.

| | | | |
|---|---|---|---|
| રોલરનો ઘેરાવો | ૧૮ ઇંચ | ૨૮ | $\frac{૨૮ \times ૧૮}{૩૬} =$ ૧૪યાર્ડ |
| બેલવ્હીલ | ૨૮દાંતાનું | ૧૮ | |
| રોલર ,, | ૫૪ ,, | ૩૬) ૫૦૪ | |
| સ્ટડ ,, | ૫૯ ,, | ૧૪યાર્ડ | ૧૪યાર્ડ જવાબ. |

## બીજી રીતે બેલવ્હીલ કાઢવાવિષે.

### રીત.

જ્યારે રોલરવ્હીલ અને સ્ટડવ્હીલ બરોબર દાંતાનું હોય ત્યારે કયું બેલવ્હીલ જોઇએ તે કાઢવાની રીત.

માર્કમાંના ઇંચો હોય તેને રોલરના ઘેરાવાએ ભાગો.

| | | | |
|---|---|---|---|
| માર્કની લંબાઈ ( ૨૦ યાર્ડ ) | ૭૨૦ | ૭૨૦ | $\frac{૭૨૦ \times ૪}{૫૭} =$ ૫૦ |
| રોલરનો ઘેરાવો | $૧૪\frac{૩}{૪}$ ઇંચ | ૪ | |
| રોલરવ્હીલ ૫૯ દાંતાનું | | ૫૭) ૨૮૮૦ | ૫૦ બેલવ્હીલજવાબ. |
| સ્ટડવ્હીલ ૫૯ ,, | | ૫૦ | |

## માર્કની લંબાઈઉપરથી મેઝરીંગ રોલરનો ઘેરાવો સોધી કાઢવાવિષે.

### રીત.

માર્કની લંબાઈ અને રોલરવ્હીલના દાંતાનો ગુણાકાર કરવો એટલે જે ગુણાકાર આવે તેને ભાજ્ય ગણવો પછી.

બેલવ્હીલ અને સ્ટડવ્હીલના દાંતાનો ગુણાકાર કરો એટલે જે ગુણાકાર આવે તેનાથી ભાગો એટલે જે આવશે તે જવાબ સમજવો.

| | | | |
|---|---|---|---|
| માર્કની લંબાઈ | ૫૧૬ ઇંચ | ૫૧૬ | $\frac{૫૧૬ \times ૧૦૮}{૪૫ \times ૮૬} = \frac{૫૫૭૨૮}{૩૮૭૦} = ૧૪\frac{૨}{૫}$ |
| રોલરવ્હીલ૧૦૮ દાંતાનું | | ૧૦૮ | |
| બેલ ,, | ૪૫ ,, | ૪૧૨૮ | |
| સ્ટડ ,, | ૮૬ ,, | ૫૧૬ | |

૩૮૭૦)૫૫૭૨૮      ૧૪½ રોલરનો ઘેરાવો.
૧૪½

## સાઈઝીંગ મશીનમાંથી માગેલા યાર્ડ પ્રમાણે વ્હીલ ગોઠવવામાં આવેછે તેનો કોઠો.

| રોલર વ્હીલ. | સ્ટડ વ્હીલ. | ચેઈન વ્હીલ. | માગેલા વાર. | રોલર વ્હીલ. | સ્ટડ વ્હીલ. | ચેઈન વ્હીલ. | માગેલા વાર. | નીચે જણાવેલા * વ્હીલો ઉપરથી પાસેનો કોઠો જુઓ. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | રોલર વ્હીલ | સ્ટડ વ્હીલ. | ચેઈન વ્હીલ |
| ૨૫ | ૧૦૦ | ૩૪ | ૬૮ | ૪૦ | ૭૯ | ૨૫ | ૨૪½ | | | |
| ,, | ,, | ૩૬ | ૭૨ | ,, | ,, | ૨૯ | ૨૮½ | | | |
| ,, | ,, | ૩૭ | ૭૪ | ,, | ,, | ૩૫ | ૩૪½ | ૪૦ | ૪૦ | ૨૦ થી |
| ,, | ,, | ૩૯ | ૭૮ | ,, | ,, | ૪૦ | ૩૯½ | ૮૦ | ૮૦ | તે ૪૧ |
| ૧૦૦ | ૨૫ | ૨૪ | ૩ | ૧૦૦ | ૨૫ | ૨૨ | ૨¾ | ૨૫ | ૨૫ | સુધી. |
| ,, | ,, | ૨૮ | ૩½ | ,, | ,, | ૩૦ | ૩¾ | ૧૦૦ | ૧૦૦ | |
| ,, | ,, | ૩૨ | ૪ | ,, | ,, | ૩૮ | ૪¾ | ૭૯ | ૭૯ | |
| ,, | ,, | ૩૬ | ૪½ | ૮૦ | ૪૦ | ૨૩ | ૫¾ | ૯૮ | ૯૮ | |
| ,, | ,, | ૪૦ | ૫ | ,, | ,, | ૨૭ | ૬¾ | ૫૯ | ૫૯ | |
| ૮૦ | ૪૦ | ૨૪ | ૬ | ,, | ,, | ૩૧ | ૭¾ | | | |
| ,, | ,, | ૩૨ | ૮ | ,, | ,, | ૩૫ | ૮¾ | | | |
| ,, | ,, | ૩૬ | ૯ | ,, | ,, | ૩૯ | ૯¾ | | | |
| ૪૦ | ૭૯ | ૨૨ | ૨૧½ | ૪૦ | ૮૦ | ૨૫ | ૨૫ | | | |

* બધી કોટન મીલોમાં જોઈએ તે પ્રમાણે નંબરનાં વ્હીલો મુકરર કરેલા હોયછે તે પરથી તપાશો.

| શેલરવ્હીલ. | સ્ટડવ્હીલ. | એલવ્હીલ. | માગેલા યાર્ડ. | શેલરવ્હીલ. | સ્ટડવ્હીલ. | એલવ્હીલ. | માગેલા યાર્ડ. | એક મીલમાં ફણી ટવીસ્ટને વેફ્ટ મારા જોવામાં આવેલુ તે વિશે. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૪૦ | ૮૦ | ૪૦ | ૪૦ | ૪૦ | ૮૦ | ૩૬ | ૩૬ | ફણીનો નંબર. | કોકડીનો નંબર. | તાણાનાસુતરનો નંબર. |
| ૫૦ | ૧૦૦ | ૩૪ | ૩૪ | ,, | ,, | ૨૫ | ૨૫ | | | |
| ,, | ,, | ૩૬ | ૩૬ | ,, | ,, | ૩૦ | ૩૦ | ૩૬ | ૧૫ | |
| ૪૦ | ૮૦ | ૨૪ | ૨૪ | ૫૦ | ૧૦૦ | ૩૫ | ૩૫ | ૪૦ | ૧૭ | ૧૦ |
| ૨૫ | ૧૦૦ | ૩૭ | ૭૪ | ૪૦ | ૮૦ | ૩૦ | ૩૦ | ૪૪ | ૧૯ | ૧૪ |
| ,, | ,, | ૨૧ | ૪૨ | ૫૦ | ૧૦૦ | ૩૮ | ૩૮ | ૪૮ | ૨૦ | ૧૬ |
| ,, | ,, | ૩૪ | ૬૮ | ૨૫ | ૧૦૦ | ૩૪ | ૬૮ | ૫૨ | ૨૨ | ૧૮ |
| ૫૯ | ૫૯ | ૩૦ | ૧૫ | ,, | ,, | ૩૬ | ૭૨ | ૫૬ | ૨૪ | |
| ૫૯ | ૫૯ | ૩૬ | ૧૮ | ,, | ,, | ૩૮ | ૭૬ | ૬૦ | ૨૬ | |

## * સાઈઝ બનાવવાની રીત.

પેહેલાં ચીનાઈ માટી ચરબી, સાબુ, મીણ વિગેરે એકઠાં કરી બધાં મીશ્ર થાય ત્યાંસુધી ઉકાળો પછી તેમાં આટો ( લોટ )નાંખો, તે બધું એક રસ થાય ત્યાંસુધી ઉકાળી પછી તેમાં ગળીનો રંગ નાંખવાનો હોય તે નાંખવો અને પછી ગરમી આવતી બંધ કરો એટલે તે કાંજી તૈયાર જોઈએ તેવી થશે.

મે એ જુદી જુદી મીલોમાં કાંજી કેમ બનાવેછે તે જોએલું તેપરથી કાંજીમાં નંખાતાં શામનના કોઠા નીચે જુઓ.

| પેહેલી રીતે. | | બીજી રીતે. | |
|---|---|---|---|
| કોથળા આટો૪. | ચીનાઈ માટી. ૧૫૦ | કોથળા આટો. | ચીનાઈ માટી. |
| રતલચરબી૧૨૦ | સાબુ... ...... ૨૫ | રતલ ચરબી. | સાબુ. |
| મીણ ......૧૦ | ગળીનો રંગ ....૧ | મીણ. | ગળીનો રંગ. |

*બધી મીલોમાં સાઈઝ (કાંજી) એકજ રીતે પકાવતાં નથી પણ ત્યાંના વીવીંગ માસ્તરની કે મેનેજરની મરજીપ્રમાણે તૈયાર કરેછે પણ તેમાં સામન કયો કયો નાંખેછે તેવિશે મેં જુદીજુદી મીલોમાંથી તપાસ કરી લખ્યું છે ?

| પેહેલી રીતે. | રતલ. | બીજી રીતે. | રતલ. |
|---|---|---|---|
| કોથળા આટો૩. ચીનાઈ માટી. | ૩૦૦ | કોથળા આટો ૫. ચીનાઈ માટી | ૫૦૦ |
| રતલ ચરબી૭૫. સાબુ.......... | ૧૬ | રતલ ચરબી ૧૦૦ સાબુ....... | ૨૫ |
| મીણ....... ૯ સ્ટાર્ચ ......... | ૩૦ | ,, મીણ ૧૨ સ્ટાર્ચ......... | ૫૦ |
| કેસ્ટર ઓઇલ.૧૬ ગળીનો રંગ...... | ૧ | કેસ્ટર ઓઇલ ૨૫ ગળીનો રંગ.... | ૧ |

| પેહેલી રીતે. | બીજી રીતે. |
|---|---|
| કોથળા આટો ૪. ચીનાઈ માટી ૪૦૦ | કોથળા આટો ૪. ચીનાઈ માટી ૫૦૦ |
| રતલ ચરબી ૧૨૫ ,, સાબુ....૨૦ | રતલ ચરબી ૧૪૦ ,, સાબુ. ... ૨૫ |
| ,, મીણ. ......૬ ગળીનો રંગ....૧ | ,, મીણ ...૮ ,, ગળીનો રંગ...૧ |

| પેહેલી રીતે. | બીજી રીતે. |
|---|---|
| કોથળા આટો ૩. ચીનાઈ માટી ૪૦૦ | કોથળા આટો૪. ચીનાઈ માટી ૫૦૦ |
| રતલચરબી૧૨૦ ,, સાબુ.......૨૦ | રતલચરબી૧૪૦ ,, સાબુ.......૨૫ |
| ,, ગુંદર... ૭ ,, ગળીનો રંગ...૧ | ,, ગુંદર.....૯ ,, ગળીનો રંગ...૧ |

| પેહેલી રીતે. | બીજી રીતે |
|---|---|
| કોથળા આટો ૪. ચીનાઈ માટી ૧૫૦ | કોથળા આટો ૬. ચીનાઈ માટી ૨૧૦ |
| રતલ ચરબી૧૨૫ ,, સાબુ........૫ | રતલ ચરબી ૧૬૦,, સાબુ. ......૭ |
| ,, મીણ ...૩ ,, ગળીનો રંગ ૧ | ,, મીણ ·૫ ,, ગળીનો રંગ ૧ |

| પેહેલી રીતે. (ફુલે) | બીજી રીતે. (મા.પી) |
|---|---|
| કોથળા આટો ૬. ચીનાઈ માટી ૪૦૦ | રતલઆટો૨૦૦૦.ચીનાઈ માટી૧૦૦૦ |
| રતલ ચરબી૨૦૦ ,, મીણ......૫૦ | ,, કેસ્ટરઓઇલ.૫૦,, બારસોપ ૫૦ |
| સાબુ ......૨૦૦ ,, ગળીનો રંગ ૧ | ,, મીણ ......૨૫ ,, ચરબી૧૭૫ |
| | ,, કેન આફ એની લાઇન બ્લુ ૧ |

| પેહેલી રીતે | બીજી રીતે. |
|---|---|
| કોથળા આટો ૪. ચીનાઈ માટી ૨૦૦ | કોથળા આટો ૩. ચીનાઈ માટી. ૩૦૦ |
| રતલ સાબુ ૨૫ ,, ચરબી ૧૨૫ | રતલ સાબુ ૧૬ ,, ચરબી..... ૭૫ |
| ,, મીણ ૧૦ ,, ગળીનોરંગ $2\frac{1}{2}$ | ,, મીણ......૯ ,, કેસ્ટરઓઇલ ૧૬ |
| | ,, ગળીનોરંગ૧ ,, સ્ટાર્ચ.......૩૦ |

## પેહેલા નંબરની પાજણ ચલાવનાર તરફથી નિકળેલા કામવિસે માસ સને૧૮૭

| તારીખ અને માસ. | ખીમોના નંબર. | અનાવવાના કાપડની જાત. | ફેંકેલા તાકા. | મેહેતાણીમજુરીઆત. | આણીમજુરીઆત. | તમી તાકાના સૂત-રનું વજન. | તમીકાઢેલુંકાંતરિ. | ફેંકેલું માટે થયું ત. | ફેંકેલું હજુ થયું ત. | મેહેલા ખીમપર ફેંકેલા તાકાઠી ત. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૭ | ૩૦૪ | ચોતીયાં ૮હોડા. ૧૦ રતલી ૩૭ ઈંચ પનો ૩ ફેટાર બાંધ્યો. | ૧૦ | ૧૭૯ | ૯૮ | ૭૯ | ૭૫ | ૪ | ,, | ૩૦૦ | ૧૭૧ |
| ,, | ૪૩૨ | | ૧૨ | ૧૮૯ | ૯૭ | ૯૨ | ૯૦ | ૨ | ,, | ૩૦૦ | ૧૭૧ |
| ,, | ૫૨૧ | | ૧૦ | ૧૭૮ | ૧૦૨ | ૭૬ | ૭૫ | ૧ | ,, | ૩૫૦ | ૧૯૯ |
| ,, | ૩૧૪ | | ૧૦ | ૨૦૦ | ૧૨૨ | ૭૮ | ,, | ૩ | ,, | ૩૫૦ | ૧૯૯ |
| ,, | ૧૧૨ | | ૧૨ | ૧૮૫ | ૮૯ | ૯૬ | ૯૦ | ૬ | ,, | ૩૫૦ | ૧૯૯ |
| ,, | ૬ | | ૧૨ | ૨૨૧ | ૧૨૭ | ૯૪ | ,, | ૪ | ,, | ૩૫૦ | ૧૯૯ |
| ,, | ૧૯૬ | | ૧૪ | ૨૦૫ | ૯૮ | ૧૦૭ | ૧૦૫ | ૨ | ,, | ૨૦૦૦ | ૧૧૩૮ |
| ,, | ૨૬૩ | | ૧૪ | ૨૦૫ | ૯૮ | ૧૦૭ | ૧૦૫ | ૨ | ,, | | |
| ,, | ૪૫૮ | ૧૮૩ | ૧૨ | ૧૯૦ | ૧૦૧ | ૮૯ | ૯૦ | ૦ | ૧ | ૧૬ | |
| ,, | નથી. | ૧૯૦ | ૧૨ | ૧૮૧ | ૮૪ | ૮૭ | ૯૦ | ૦ | ૩ | ૪૮ | |
| ,, | ૫૫૮ | ૨૧૬ | ૧૪ | ૨૧૯ | ૧૧૬ | ૧૦૩ | ૧૦૫ | ૦ | ૨ | ૩૬ | |
| ,, | ૧૩૨ | ૨૨૦ | ૧૨ | ૧૮૨ | ૯૨ | ૯૦ | ૯૦ | ૦ | ૦ | ૨૬ | |
| ,, | ૫૩૦ | ૨૨૧ | ૧૪ | ૧૯૮ | ૯૭ | ૧૦૧ | ૧૦૫ | ૦ | ૪ | | |
| ૧૮ | ૮૮ | ૨૦૫ | ૧૪ | ૧૯૬ | ૯૪ | ૧૦૨ | ૦ | ૦ | ૩ | | |
| ,, | ૨૧૭ | | ૧૪ | ૧૯૮ | ૯૨ | ૧૦૬ | | ૧ | ૦ | Saft ૧૨૫૫ | |
| ,, | ૫૩૩ | ૧૨૫૫ | ૧૨ | ૧૯૬ | ૯૬ | ૯૦ | ૯૦ | ૦ | ૦ | Wast.—૩. | |
| ,, | ૧૨૨ | ૧૧૩૮ | ૧૫ | ૨૦૧ | ૯૦ | ૧૧૧ | ૧૧૩ | ૦ | ૨ | | |
| | | ૧૧૭ | ૨૧૩ | | | ૧૬૦૮ | | | | ૧૨૫૨ | |
| | | | | | | ૧૨૫૨ | | | | | |
| | | | | | | ૩૫૬ | | | | | |

૧ તાકો ૭—૮ ૨૬ ૨૭ ડ્રા કાંઠી
સાકીનીગ યર્ક ૧૦૦—૨૫—૩૬.

રતલે. રતલ. રતલે રતલ.
૧૨૫૨ ,, ૩૫૫ ,, ૧૦૦= ૨૮ $\frac{૬}{૧૨}$ આંસ.
૧૦૦ ,, ૨૮ $\frac{૬}{૧૦}$ ,, ૧= ૪ $\frac{૧}{૩}$

## વીવીંગમાં હીલ્ડનીટીંગ નામે મશીન આવેછે તેના મૂખ્ય ભાગો અને સ્વાલ જવાબ.

| મુખ્ય ભાગોનું નામ. | સ્વાલો. | જવાબો. |
|---|---|---|
| ફ્રેમઅનેક્રોસરેલ. (૧) | હીલ્ડનીટીંગ મશીન- | ૧ કાઉન્ટસ ઑફ વ્હીલનેસારૂ |
| ડ્રાઈવીંગશાફ્ટ....(૨) | પર કયાં ચેન્ઝવ્હીલ | ચાર શૉફ્ટની બાજુનાં જોઇએ |
| ડ્રાઈવીંગપુલ્લી....(૩) | જોઇએ છીએ? (૧) | તેટલાંજ અહીં જોઇએ. |
| ફ્રીક્ષનવ્હીલ.... (૪) | હીલ્ડને વાર્નશીંગ શી | ૨ હીલ્ડને વાર્નસીંગ ચઢાવ્યા પેહે- |
| ટ્રાવર્સ.......... (૫) | રીતે ચઢાવશો ? (૨) | લાં બરોબર ટાઈટ કરવાં અને |
| ટ્રાવર્સવર્મ...... (૬) | | પછી તેને વાર્નીસ ચઢાવી સુકા- |
| ટ્રાવર્સ શૉફ્ટ ...(૭) | | વ્યા પછી કામમાં લેવું. |
| બેવીલ.......... (૮) | હીલ્ડ નીટીંગના મૂખ્ય | ૩ ફ્રેમ, ક્રોસરેલો, ડ્રાઈવીંગશાફ્ટ, |
| વ્હીલ.......... (૯) | ભાગ કયા કયાછે?(૩) | ડ્રાઈવીંગચક્રો, ફ્રીક્ષનચક્રો, ટ્રાવર્સ, |
| ચેન્ઝવ્હીલ. ...(૧૦) | | ટ્રાવર્સચક્રો, ટ્રાવર્સ શાફ્ટ, બેવી- |
| ટવીન પીન્ઝર...(૧૧) | | લો ચક્રો, ચેન્ઝચક્રો, યર્નપીન્ઝર, |
| યર્ન પીન્ઝર. ...(૧૨) | | પીન્ઝરવ્હીલ. |
| પીન્ઝરવ્હીલ....(૧૩) | | |
| સ્ટ્રૂપગાયેડ. ...(૧૪) | | |

## * લુમ ( શાળ ) મશિન નીચે જુવો.



| નંબર | ભાગનુ નામ. | નંબર | ભાગનુ નામ. | નંબર | ભાગનુ નામ. |
|---|---|---|---|---|---|
| ૧ | હીલ્ડરોલર અનેશૉફ્ટ. | ૨ | હીલ્ડરોલર સ્ટ્રૅપ. | ૩ | બ્યુલહોર્નસ. |
| ૪ | ટોપરેલ. | ૫ | પીકીંગ સ્ટીક્સ. | ૬ | હીલ્ડસ. |
| ૭ | સ્લે અથવા લે. | ૮ | સ્લે કેપ. | ૯ | ફ્લાય. સ્પીંડલ. |
| ૧૦ | સટલ. | ૧૧ | સટલ બોક્ષ. | ૧૨ | પીકર. |
| ૧૩ | પીકીંગ બેન્ડ. | ૧૪ | પીકર પીઝરવર. | ૧૫ | ચેકસ્ટ્રૅપ. |
| ૧૬ | બોક્ષ એન્ડ સ્પ્રીંગ. | ૧૭ | સ્વેલ સ્પ્રીંગ. | ૧૮ | ટેમ્પલ. |
| ૧૯ | ટેમ્પલ રોલર. | ૨૦ | ટેમ્પલ બોક્ષ. | ૨૧ | ફ્રન્ટરેસ્ટ. |
| ૨૨ | બેકરેસ્ટ. | ૨૩ | એમરી રોલર. | ૨૪ | કલોથ રોલર. |
| ૨૫ | ફૉર્ક (વેફ્ટ). | ૨૬ | ફૉર્ક હોલ્ડર. | ૨૭ | ફૉર્ક હમર. |
| ૨૮ | સ્ટોપરોડ સાથે ફીંગર. | ૨૯ | સટલ સ્ટેન્ડ. | ૩૦ | કલોથલીવર્સ, વેટસ. |
| ૩૧ | સ્લેસ્વર્ડ. | ૩૨ | સ્વીંગરેલ. | ૩૩ | મંકીટેલ. |
| ૩૪ | રેચેટ. | ૩૫ | રેચેટવ્હીલ. | ૩૬ | ચેન્જવ્હીલ. |
| ૩૭ | પીનીયનવ્હીલ. | ૩૮ | એમરી રોલરવ્હીલ. | ૩૯ | કોટચ. |
| ૪૦ | ટેમ્પલ સ્પ્રીંગ. | ૪૧ | ફ્રન્ટરેલ. | ૪૨ | બેકરેલ. |
| ૪૩ | ટ્રેડલ્સ. | ૪૪ | ટેપીટસ. | ૪૫ | ટેપીટશાફ્ટ. |
| ૪૬ | ક્રેન્ક. | ૪૭ | ક્રેન્કઆર્મ. | ૪૮ | ક્રેન્ક શાફ્ટ. |
| ૪૯ | ક્રેન્ક શૉફ્ટવ્હીલ. | ૫૦ | ટેપીટ શૉફ્ટવ્હીલ. | ૫૧ | પીકીંગબોલ, બાઉલ. |
| ૫૨ | બીમ. | ૫૩ | વેટલીવર. | ૫૪ | લેસરોડસ. |
| ૫૫ | બ્રાકેટસ સ્ટડ વિગેરે. | ૫૬ | લમ્સ. | ૫૭ | ફ્લાયવ્હીલ. |
| ૫૮ | સ્ટ્રૅપગાયેડ, ફૉર્ક. | ૫૯ | ડ્રાઈવીંગપુલ્લી. | ૬૦ | લુઝપુલ્લી. |
| ૬૧ | ફ્રૉગ. | ૬૨ | વ્હીલગાર્ડ. | ૬૩ | કલચબોક્ષ. |
| ૬૪ | સ્ક્રાઉલપીકસાથેનોઝબ્બી | ૬૫ | સ્પ્રીંગ એન્ડલ. | ૬૬ | ક્રેન્કપીન. |
| ૬૭ | ટ્રેડલપીન. ટ. | ૬૮ | ટ્રેડલગાઈડ. | ૬૯ | ટ્રેડલ્સબાઉલ. |
| ૭૦ | સ્પીન્ડલ સ્ટડ. | ૭૧ | બેકબોર્ડ. | ૭૨ | બોક્ષ બોટમ. |
| ૭૩ | બોક્ષ સાઈડ. | ૭૪ | ક્રોસબોર્ડ. | ૭૫ | ગ્રેહાઉન્ટેલ. |
| | | ૭૬ | એસેન્ટ્રીક. | | |

# લુમ મશીનમાં આવેલા ભાગો તે કયા ભાગને કયો ભાગ મોશન આપેછે તેવિશે.

| ભાગોનું નામ. | ગતી ( મોશન ) આપનરા ભાગોનું નામ. |
|---|---|
| હીલ્ડ રોલર એન્ડ શાફ્ટ. ... | હીલ્ડને ઉચકી રાખેછે. |
| હીલ્ડરોલર સ્ટ્રપ. ... | હીલ્ડ અને હીલ્ડ રોલરને જોડેછે. |
| બુલહોન્ર્સ. ... ... | લુમને જોડેલું હોયછે ( ક્રોસરેલ, ક્રોસપીલ, ટોપરેલ) અને હીલ્ડરોલર પકડેછે? |
| ટોપરેલ. ... ... | બુલહોન્ર્સ એ ટોપરેલને પકડેછે અને ટોપરેલ હીલ્ડરોલરને પકડેછે. |
| પીકીંગ સ્ટીકસ. ... ... | તે પીકરને ચલાવેછે તેથી સટલ ચાલેછે. |
| પીકીંગ સાફ્ટ. ... ... | પીકીંગ સ્ટીકને ટેકો આપેછે અને ચલાવેછે. |
| હીલ્ડસ... ... ... | સુતરના તારોને પકડી રાખેછે, તેથી સટલને જવા આવવાનો રસ્તો મળેછે. |
| સ્લે ઓર લે. સ્લે કેપ. ...... | લેનાપરથી સટલ ચાલેછે અને ફણીને લે કેપ લેનાપર રાખેછે અને લે ક્રેન્કને લીધે ચાલેછે અને આવવું જવું થાયછે. તેને લીધે પીકસ બરોબર આવેછે. |
| ફ્લાય સ્પીન્ડલ. ... ... | તેનાપર પીકર ચાલેછે તેથી સટલને ચલાવવાને શકતી આવેછે. |
| સટલ્સ.... ... ... | વાણાની કોકડી રાખેછે. |
| સટલ બોક્ષ. ... ... | પીકર સટલને બહાર કાઢી નાંખે ત્યાંસુધી સટલને બોક્ષમાં રાખેછે. |
| પીકર.... ... ... | સટલને એક પેટીમાંથી બીજી પેટીમાં કાઢેછે. |
| પીકીંગ બેન્ડ. ... ... | પીકર અને પીકીંગ સ્ટીકને જોડેછે. |
| પીકર પીઝરવર. ... ... | સ્ટડથી પીકર ભાગે નહીં માટે તે કામમાં આવેછે. |
| ચેકસ્ટ્રપ, ... ... | સટલને પેટીમાં પાછો ઉછળવા દેતો નથી. |
| બોક્ષ એન્ડ સ્પ્રીંગ.. ... | ફ્લાય સ્પીંડલને પકડી રાખેછે? |
| સ્વેલ સ્પ્રીંગ. ... ... | પેટીમાં સટલને મજબુતથી પકડી રાખેછે અને સ્ટોપરોડ ફીંગરને ચલાવેછે. |
| ટેમ્પલ ટેમ્પલ રોલર. ટેમ્પલ બોક્ષ. ...... | કપડાને મજબુત પકડી રાખેછે કે કીનારી બગડે નહીં, |

| ભાગનું નામ. | ગતિ (મોશન) આપનાર ભાગો. |
|---|---|
| ફ્રન્ટરેસ્ટ. ... ... | કપડાને એમરીરોલરપર જાય ત્યાંસુધીટેકો આપેછે. |
| બેકરેસ્ટ.... ... ... | બીમમાંથી નીકળતા સુતરને ટેકો આપેછે. |
| એમરી રોલર. ... ... | કપડાને મજબુત પકડી રાખેછે અને ક્લોથ રોલરપર લઈ જાયછે. |
| ક્લોથરોલર. ... ... | તાકો પુરો થાયછે ત્યાંસુધી કપડાને પકડી રાખેછે. |
| ફોર્ક. (વેફટ). ... ... | કોકડી ટુટી જાયછે ત્યારે લુમને બંધ રાખેછે. |
| ફોર્ક હોલ્ડર. ... ... | કોકડીના ફોર્કને પકડેછે. |
| ફોર્ક હમર. ... ... | વેફ્ટનો વેફ્ટફોર્કને ટેકો જ્યારે જતો રહેછે ત્યારે તે વેફ્ટ તેને ચલાવેછે અને લુમને બંધ રાખેછે. |
| સ્ટોપરોડસાથે ફીંગર. ... | બોક્ષમાં જ્યારે સટલ ન હોય ત્યારે લુમને પીક થતાં અટકાવેછે. |
| સટલ સ્ટેન્ડ. ... ... | તૈયાર કરી રાખેલા સટલને કામમાં આવે ત્યાંસુધી રાખવાની જગ્યા. |
| ક્લોથલીવર્સ અને વેટસ. ... | એમરીરાલરને ક્લોથરોલરસાથે મજબુત જોડી રાખેછે. |
| સ્લેસ્વર્ડ. ... ... | સ્લે અથવા લેને સ્વીંગરેલસાથે જોડેછે. |
| સ્વીંગરેલ. ... ... | સ્લેસ્વર્ડને ટેકો આપેછે, તેથી સ્લેને પણ ટેકો મળેછે. |
| મંક્રીટેલ? ... ... | સ્લેસ્વર્ડસાથે જોડેલા લોખંડનો કડકો છે, તે રેચેટને ચલાવેછે. |
| .ચેટ. ... ... ... | રેચેટવ્હીલને ચલાવેછે. |
| રેચેટવ્હીલ. ... ... | રેચેટવ્હીલથી ચેન્જવ્હીલ ચાલી શકેછે. |
| ચેન્જવ્હીલ. ... ... | સ્ટડવ્હીલને ચલાવેછે કે જેથી લુગડામાં જોઈએ તેવા પીકસ આવેછે. |
| પીનીયનવ્હીલ, ... ... | સ્ટડ (કેરીયર)સાથે મજબુત જોડેલું હોયછે અને એમરી રોલરના વ્હીલને ચલાવેછે. |
| એમરી રોલરવ્હીલ. ... | એમરીરોલરને ચલાવેછે, અને નીચેથી લુગડું પકડી લેછે. |
| કોટચ.... ... ... | રેચેટ બીજા દાંતાપર જાય ત્યાંસુધી પકડીરાખેછે. |

